# ...દુઈ ચરીત્ર પ્રકાશ !!

યાને

(...દુને નાસે ચાલતી ઠગાઈનો ખોલાશો.)

ભાગ ૧ લો.

## બનાવનાર

§ રૂ૦ એ૦ બા૦ §


કાવશજી જાંહાંગીર, નોસારી જરથોસ્તી
મદરેસાનો એક જુનો વિધ્યાર્થી.


(દોહરો)

ચરીત્રોનાં ચરીત્રને,
ઉખાડયો છે જવા નાસ.
વળી ભોળાઓનાં સુખને માટેજ,
પ્રસાવ્યો ચરીત્ર પ્રકાશ !!


મુંબઈ મધે,

...“ પ્રીંટીંગ પ્રેસ ” નાં. ૧૫, પારસી બજાર
...ટ મધે કાવશજી પેશતનજીએ છાપ્યું છે.

સને ૧૮૯૩ ઈસવી.

(કિમ્મત રૂ૧)

# જાદુઈ ચરીત્ર પ્રકાશ !!

યાને

( જાદુને નામે ચાલતી ઠગાઈનો ખોલાશો. )

ભાગ ૧ લો.

## બનાવનાર

§ રૂ૦ એ૦ બા૦ §

તે સર કાવશજી જાંહાંગીર, નૌસારી જરથોસ્તી
મદરેસાનો એક જુનો વિધ્યાર્થી.

( દોહરો )

ચરીત્રોનાં ચરીત્રને,
ઉઘાડયો છે જવા વાસ.
વળી ભોળાઓનાં સુખને માટેજ,
પ્રસાર્યો ચરીત્ર પ્રકાશ !!

મુંબઈ મધે,
"ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ" નાં. ૧૫, પારસી બજાર
સ્ટ્રીટ મધે કાવશજી પેશતનજીએ છાપ્યું છે.

સને ૧૮૭૩ ઈસવી.

(કિમ્મત રૂ૧)

# પ્રસ્તાવના*

આપણાં હિંદુસ્થાનના, તેમજ દુનિયાંનાં દરેક ભાગ માહેલા લોકો ઊપર, નીચે તાંકેલા વેહેમો એ પોતાની અજાયેબ જેવી અસર કીધેલી જણાય છે. અને વલી તે હેવીતો અજાયેબી શાથે છેકે, તેમાં યુરોપ જેવો સુધરેલ ખંડ, તથા આફ્રીકા જેવો વેરાન ખંડ પણ એ વેહેમોથી ખાલી નથી! તે સાથે વધારે અજાએબ જેવું આએ છે કે, જાદુ અને ઇત્યાદિક વેહેમોએ પોતાનો રાખશી જન્મ અને ઓહોળો ફેલાવો આફ્રીકા ખંડ માંહેથીજ વીષેશકરીને કીધેલો જણાએછે! એ વેહેમો વિશે કેટલાક લોકો હેવું માનેછે કે, એ સઘળું આગલા વખતમાં ખરું હતું! પણ હાલમાં કળજુગનાં વખતને લીધે એમાંનું કાંઇજ બનતું નથી!! તેમજ વળી બીજી તરફથી કેટલાએક લોકો એ વેહેમોને પોતાનાં અંતઃકરણથી માનેછે, કે જેમાંનાં મુખ્ય નીચે પ્રમાણેછે. જેમકે જાદુ, તથા ભુત, ડાકેણ, માતા, અને કુવામાં રેહેનારા પરીઆ, તથા જુના અને અસલી ઘરોમાં નાગ, તથા જીંનો, અને લછમીબાઇ માતા ફરેછે!! તથાએવીગરે બીજા ઘણા એક ખોટા વિચારો બાંધેછે. અને તેમા કોઇવાર પોતાનાં ભોળાપણાથી અથવાતો અનજાણપણાથી હેબતાઇ મરેછે! કે જેના એક અસર કારક હેવાલ હમો નીચે તાંકીએ છૈયે. એક દહાડે

બે છોકરાઓ એક દેહરાંમાં ભરાઆ, આએ વખતે ત્યાં કોઇ પણ નહીં હતું, તેથી તેઓ છેક અંદર સુધી ચાલી ગયા. જ્યાંહાં તેમની નજર એક મૂર્ત્તિ ઉપર પડી, કે જે ઘણીજ ઉંચે હતી. અને તેનો દેખાવ ઘણોજ સુંદર હતો, તેથી તે મૂર્ત્તિ જોવાને માટે તેઓ એક ઉંચી સીહીડી ઉપર ચહડયા. એટલાંમાં એક જણનાં આચકાથી ત્યાં એક બીજી મૂર્ત્તિ હતી, તે પડીને ભાગી ગઇ. તેનાં અવાજથી ત્યાં એક બ્રાહ્મણ દોડી આવ્યો. આએ જોઇને તેઓમાંનો એક જણ બારી કુદાવીને બાહાર નાહસી ગયો, અને એક બીચારો અંદરજ રહી ગયો. તેવામાં પેલા બ્રાંહ્મણને તેને પકડયો, અને દમ ભરાવીને પુછ્યું જે, સાચુ બોલ! અહિંયાંથી સઘળું કોણે ખાધુંછે, અને આએ મૂર્ત્તિને કોણે ભાંજી નાંખી છે? આએ સાંભળી પેલો છોકરો ઘણોજ બીહ્નો, તેથી તે ઘભરાઇને બોલ્યો જે, એ સરવે મેં ખાધુ છે, અને મૂર્ત્તિ પણ માહારેજ હાથે અનજાંણપણે પડીને ભાગી ગઇછે. તેવારે પેલા લુચા બ્રાંહ્મણે તેને ખુબ મારયો, અને કહ્યું જે બધું તારા પેટમાંથી વોમીટ કર! અને નહીંતર તું મરશો!! તેથી તે બીચારાએ તો બીહીને તેમ કીધું અને ઘરમાં આવ્યા પછી બહુજ આજારી પડયો. ત્યાર પછી નિર્દોષ બીચારો આઠ દહાડામો તાપને લીધે મરણ પાંમ્યો. અને ત્યાર પછી આખા ગામમાં બુમ પડી

કે એ છોકરાએ એક દેહુડામાં જઇને ત્યાંહુંની મૂર્તિ ભાજી નાંખી હતી, તેથી તે મૂર્ત્તિએ એનો જીવ લીધો છે ! હવે એ ઉપરથી ખોલી રીતે જાહેર થાયછે કે જે વેહેમ આપણાં દીલમાં રહેલો હોય તે ખરો પડ્યા વગર રહેજ નહી. અને જે વેહેમથી આપણે બીહીજીએ તે વેહેમની વાત ખરી પડ્યા વગર રહે જ નહી. હવે આપણે જાદુનાં વેહેમ ફેલાવાની બારીકીથી તપાસ કરીએ છૈયેતો આપણને એક અજાએબી ભરેલુ કારણ મલી આવેછે ! અને તેએછે કે આગલા વખતમાં † મીસરી લોકો પાછલનાં લોકોમાં પોતાનું નામ મસહુર કરવાને માટે પોતા તરફથી જાદુ વિષેની ખોટી કેતાબો લખી ગયા છે. તે હેવી રીતે છે કે જાદુનો અંત આવ્યાને બદલે ઊલતી રીતે તેમાં ફેલાવો થાય, હેવો મતલબથી લખી ગયાછે ! કે જેની ઉપર બીજાઓ પોતાનો આખો જનમારો ખોઇને ભર ઊમ્મેદમાં ચાલી જાએ છે; તોપણ તેઓનુ કપટ જાણાતું નથી. હવે આપણે બીજી તરફથી ખોલ કરીએ છૈયે તો તેમાંથી આપણીજ ભુલનું એક કારણ મલી આવે કે જેમકે જીનો ઈયાને રાખશોને માટે માજીનદરાનનો નામીચો મુલખ પ્રખ્યાત થાયલોછે. તેમજ વલી જાદુગરોને માટે આફ્રીકા માહેલો મીસરદેશ પ્રખ્યાત થાયલોછે ! આગલા વખતમાં જ

† મીસર દેશનાં જાદુગરો.

ધારે બાહારનાં મુશાફરોએ પોતાનું પેહેલ વેહેલું પગલુ માજીનદરાંનમાં મુકયુ હસે, ત્યારે તો તેઓની અજાયેબી શાથ હેબતનો કાંઇજ પાર નહી રહયો હશે !! † કારણકે એકતો ત્યાંહાંનાં લોકો અટી ઘણા જબરા, અને તે શાથે પોતાનાં પોસાગ તરીકે ભયંકાર દેખાવનાં જાણવરોનાં ચામડા પેહેરતા હતા!! ઇઆને પોતાના સરીર ઊપર પાઘડી (તાજ) ને બદલે શીંગડા વાલાં જાનવરોનો ડોકાં પેહેરતા હતાં! એટલુંજ નહી પણ કાંચુ માંસ ખાતા હતાં ! તથા બરફને લીધે કેટલાક લોકો જમીનમાં ખાડા ખોદીને રેહેતા હતા ! તેમજ વળી બીજાઓને પોતાનાં દેશમાં આવવા નહી દેતા હતા. અને જો કોઇ ભોગ ચોઘડયે ત્યાં જાઇ લાગેતો તેને મારીને જંગલી જેવાઓ ખાઇ જતા હતા ! એવી રીતે ત્યાથી દૈત્ય જોગે મુસાફરો પોતાનો જીવ લઇને છટકી આવતા હતા. અને ત્યાંહાંનો પોતાની ભુલથી સત્તા વગરનો ખોટો હેવાલ લાવીને બીજાઓને જાહેર પાડતા હતા. તેથીજ આગલા વખતમાં કોઇપણ ત્યાંહાં જવાને હિંમતવાન નહીં હતુ. કે જેથી તેઓને એક માણસ જાતમાં નહીં, પણ દેવો, જીનો, અને જાદુગર તથા રાખશોની ઓલાદનાં ગણતા હતા !! તેઓના શેહેરમાં જવાને એટલા સુધી તો અટકાવ થતો હતો કે ઇરાંન જેવા બળવંત રાજનાબાદશાહો પણ માતર તેઓના હેવાલથીજ બીહીને પોતાનાં લશકરને ત્યાંહાં હોમલો લઇ જવાને

† જુવો શે૦ શા૦ બં૦ ની કલમથી લખાયલો પુરાતમ જમાંનાંનો હેવાલ.

મનાં કરતા હતા ! ! અને ત્યાંહાંનાં લોકો વિસે પોતાનો વીચાર જણાંવતા હતા કે એ લોકો જાદુઇ હુંનર વાલા તથા આકાશમાં + પક્ષીઓની માફક ઉડનારાં છે ! તથા દેવો, જીનો, અને રાખશ તથા સેહેતાની તોળાનાંછે ! ! કે જેઓ પોતાનાં બળથી આકાશમાં ઉડીને ત્યાંનાં ભેદની માહીતી ધરાવેછે ! વાંચનારાઓ હવેતો આપણને જાણાંયુ કે આપણી ભુલથીજ માજીનદરાંમાં રેહેનારા આપણાં જાતભાઇઓ વિષે કેટલા બધા ખોટા તોંહમતો આજ દીન શુધી જોડી કહાડયાંછે. માટે હવે જાંણવુ જોઇએ કે એ તદન ખોટા વેંહેમોછે. તોપણ હેમાં આગલા લોકોનો કાંઇજ વાંક નથી, કારણ કે તેઓનાં જંગલી રેવાજથી આપણે ખરેખર ઠગાયા છઇએ. હવે આપણે એ વાત છોડી દઇને મીસરી જાદુગરોનાં જાદુઇનાં ફેલાવાની શોહોધ કરીએ. તમો જાણો કે આંગલા તેમજ હાલનાં લોકો જાદુ વિષે હેવું ધારેછે કે હેમાં ભણવાની ઓઘાઇ ભાષા જાંણ્યાથી આપણું એક કામ કદીબી નહી બને હેવું હોયે તોપણ તે બની શકેછે ! તથા એની ફીરીઆ, તેમજ એ શીખવાનું ઘણુંજ બીકટછે ! તેમજ એ હુંનર મીસર દેશમાં ધમધોકારથી ચાલેછે ! અને વળી ઘણી સેહેલાઇથી શીખાયછે. એટલા કારણને લીધે આગલા વખતમાં ઉમ્મેદવારો ત્યાં જતાં, અને ત્યાંથી એનો છુપો ભરમ જાંણીને પોતાની વીધ્યા

---

+ તેઓ કોઈવાર પોસાગ તરીકે પક્ષીઓનાં પીછ બાંધતા હતા.

નો અજાયેબ જેવો ફેલાવો કરતાં હતાં. કેટલાક તો ત્યાંથી નાસીપાસ થાઇને પાછા આવતા : તથા કેટલાક લોકો ખોદાઇ વીધ્યાની જાદુ શીખીઆને બદલે તે ઓની ઠગાઇ તથા હાથચાળાકી અને રસાયેનની છુપી ક્રીયા શીખી આવતા હુતા. તેઓ ફ્જેત થાએલા તેથી તેઓની ઠગાઈજાહેર કરવાને બદલે ઓર તેમાં હુંમેરો કરી, તેનો ફેલાવોકરતા હતા!! હવે જુવો કે મોસર દેશમા રેહનાર લોકો હમેશાં જંગલમાં ફરતા હતા, અને ઘણીએક છુપી શોધ કરતા હતા, તથા બધી વાતની છુપી માહીતી ધરાવતા હતા, પણ હજુ ર શુધી આપણાં લોકો તો જંગલનાં ઝાડપાંનોના વિષેશ ગુણોથી તદન અનજાણ્યાંછે. કે જે ગુણો જાદુગરોની ઠગાઇને ઉતેજન આપેછે. વળી તેઓ રસાંયેનની ક્રિયાઓથી પુરતી રીતે માહીતગારછે ! કારણ કે રસાંયન વીધ્યાનાં અખત્રાઓ ઘણું કરીને જાદુનાં નાંમને વધારે જેબ આપેછે ! તેમજ વળી હાથ ચાલાકી, લોહોચુંબકની વીધ્યા, વીજલી અને શંખીઆઇ જાદુછે, કે જે કોઇવાર ભવીશ શાસ્ત્રને મલતી આવેછે, એ સીવાયે બીજી ઘણીએક ક્રીયાઓછે. કે જેને તપાસીને જોશું તો માંલમ પડશે કે બધી ક્રિયાઓ એકએકથી સરસછે. હવે તમારે જાણવું જોઇએ કે દુનિયાંમા કોઇ પણ ઠેકાંણે જાદુ છેજ નથી. તેજ પ્રમાણે જાદુની ક્રિયાઓ પણ ખોટીછે, જેમકે ઉતાર, તથા નજર બંદી,

દીલમાં આવવું, દોરા ચીઠી, અને મુંઠ મારવી. તથા હરમાંન દેવોની પુજા કરયાથી આપણું ધારેલુ કાંમ બનતું નથી. કોઇ વખતે કેટલાએક લોકો અનાંડીપણાથી અને કમઅકલથી પોતાનું એક કાંમ જે મહીનાં પછી થવાનું હોયે, તેને હેવું કરવા ધારેચ કે એ કાંમને આઠ દહાડામાં કરવું! અને તેને માંટે તહરેવાર રીતે જાદુની કીરીઆઓ કરેછે. તથા પથરનાં દેવોને માંનતા ચહડાવેછે. અને પોતાનાં નહી, બને હેવાં કાંમની આસા રાખેછે. પણ હવે જાંણવું જે જેબી કાંઇ અજાયેબ ખેલો નજરે પડે તે જાદુ નહી પણ રસાંયન વીધ્યાથી બનેછે હેવું નીસચય કરી જાંણવું. હેવીજ રીતે ભુતનાં પણ ખોટા વેહમ છે. કારણકે આપણાં દીલમો વેહેમ રાખ્યાથી કોઈવાર ખોટા દેખાવો આપણી નજરે પડેછે, માંટે હવેથી જાંણવું જે જાદુ, તથા ભુત, અને ઈત્યાદીક. વેહેમો કાંઈજ નથી, પણ રસાંયન કીરીઆ છે. એટલા ઉપરથી હમોએ પણ આએ જગોએ રસાયન વીધ્યાનાં કેટલાક ચમતકારીક અખત્રાઓ આપેલાછે, કે જે જાદુને મલતા આવેછે. આએ પુસતક રચવામાં હમોએ એટલીજ મકસદ રાખીછે. કે આપણાં દેસીઓમાંથી જાદુ, અને એ વીગેરે બીજા વેહેમો અંતઃકરણથી કાહાડી નાંખવા. તથા હજુર શુધ્રી જાદુનો વેહેમ કેહેવા લોકો માંનેછે ? જેનો એક તાજો દાખલો ગયાં વરસમાં નહી માંનયામાં આવે હેવી

રીતે જણાયોછે! તે ઉપરથી હમોએ મેહેનત લઇને આએ પુસતક જાહેર કરવાની ઊલત બતાવીછે. માંટે હવે એક વાર ફરીથી જણાંવીએ છીએ કે હાલમાં જે કાંઇ વેહમો રાખેલા છે તે કાંઇ જ નહી પણ ખોટાછે. એ વીસે હમારાં પુસ્તક ની આગમજ બીજાં ઘણાં એક પુસ્તકો બાહેર પડીઆંછે. કે જેની અસર ઘણીજ મજબુતાઇથી થાએલી જ-ણાંઇ છે. તેવીજ આશા હમો પણ હમાંરાં પુસ્તક વીસે રાખીસુ. એ વીસે વધુ ખોલાશો હમાંરાં બીજાંપુશતકમાં કરીશું. આએ પુસ્તક હમાંરા પેહેલ વેહેલાજ અભીઆ સનુંછે, માંટે એ માંહેલી બાબદો કદાચ લુલી હસે. એ ટલા માંટે એ પુસતક વાંચીને જે કોઈ સાહેબોહમારીભુલ સુધારશે, તેઓનો હમો મોટો ઉપકાર માંનશુ. અને હમારાં વાંચનારા મીતરો હમુને આસરો આપીને હેવા કાંમમાં ઉતેજન આપશો હેવી હમેર આસા રાખીએ છીએ, કે જેથી હમો હમાંરાં બીજા પુસતકો જલદીથી પરસીધ કરીને દયાલું પ્રજાની સનમુંખ હાજર કરીશું.

**રૂ* એ* બા***



# સાંકળિયું



શફે.

# મોંહોડાંમાંથી બલતું કહાડવાની રીત.

વાંચનાંરાઓ તમો જો આએ દુનીઆંમાં આતશ ખા નાંરાઓનો એલકાબ લેવાને ચાહતા હોવોતો, જલદીથી નીંચે પ્રમાંણે કરો. અને ભોળા તથા અનસમજુ લોકોમાં તમાંરી વીધ્યાનો આએ અજાએબ જેવો હુંનર કરી બતાવશોતો; તેઓ તમુને ખરેખર આ તશ ખાનાંરા જાદુગર તરીકે જાણશે. અને તેઓ ત માંરીથી ઘણાંજ બીહીશે, કારણકે તેઓ એવો વી ચાર લાવેચકે; જ્યારે આપણે એવા ડાંકણાઓને છેડીએચ, ત્યારે તેઓ ગુસ્સે થાઇને આપણાં ઘરમાં અથવા ઝુપડાંમાં આગ સલગાવેછે. માંટે એવા જાદુ-ગરો આપણી પાશે જે માંગે તે આપીએ તો તેમાં શારૂંછે, એવીજ રીતે બીચારાઓ વેહેમી થાઇને આ જદીન સુધી દુનીઆંમાં ખરેખરૂં જાદુછે; એવું ની શચયે કરીને બેઠાચ. તે ઉપરથી કોઇવેળા દાવ ફ્રાવ તે કેટલાએક લોકો ઠગીને પોતાનું ગુજરાંન ચલા વેછે. વાસતે જેઓ આએ ચોપડી વાંચશે, તેઓને જાદુગરને નાંમે ઓલખાતાઓનું કાવતરૂં જલદી થી જણાઇ આવશે. માંટે બીજાઓને જાહેર ક રીને તેઓને એવા વેહેમમાંથી બંચાવશોતો પરમેશ વરની તમારા ઉપર મેંહરબાની વધશે, કારણકે અંન જાંણ્યાં માંણસની ભુલ શુધારવી, એ એક મોટું

પુંણ કહેવાયછે. હવે તમે એક ઇંચ લાબી અને જા
ડી સનની દોરી લેવો; અને તે દોરીને શુરાખાર
નાં પાંણીમાં બોરી કહાડો, અને જયારે તે સુકાયે
ત્યારે તેનો એક છેડો સલગાવો; અને તેની ઉપર
થોડોએક સણ વીતાલી લેવો, ત્યારપછી ફરીથી
તેની ઉપર થોડીએક પાતલી શુતલી વીતાલીને એક
ગોળ દડી બનાંવો. હવે આએ દડીને તમારાં મોહો
ડામાં મુકો, અને જલદીડી મોહોડું બંધ કરી લેવો;
અને નાંક વાતે દમ લેવો તથા પેતમાંહેથી હવા બા
હર કહાડો. એતલે તમારાં મોહોડામાંથી આતશ
ની ચીંગારીઓ તથા ધુમાંડો પણ નીકલશે,
પણ તમાંરાં મોહોડાંને કાંઈપણ ઇજા પોહોંચશે ન
હી. પણ શંભાલજો, કે દમ લેતી વખતે મોહોડું ઉ
ગાડવું નહી; કારણકે બાહરની હવાને લીધે ચીંગા
રીઓ બહાર નીકલવાને બદલે ઊલતી રીતે પેતમાં જા
એછે તેથી કોઇવાર નુંકશાંન થાઇ પડે, માંટે શંભા
ળથી કરવું. હવે તમાંરે જાંણવું જે દરેક જાદુગરો
એવીજ રીતે ભોળા લોકોને ઠગેછે. પણ તેઓ કોઇ
વાર બીજીરીત કામે લગાડેછે, તે નીચે જણાંવ્યે
છીએ; એક જુંનાં નાંલીએરની ચોતલી લેવી; અને
જે પરમાણે રૂ પીંજેછે, તેજ પરમાણે તેના સાખાને
છુતા પાડવા; અને પેહલાં પેલા સાખાને આતશથી
સલગાવવા, અને તરતજ તેની ઉપર થોડોએક બો

જો શાખો લપેતીને એક લીંબુનાં જેવડી મોટી દડી બનાંવવી, ત્યારપછી મોહોડાંમાં ઘાલીને ખુબ જો સથી ફુક મારવી; એટલે તરતજ મોહોડાંમાંથી ભયંકાર દેખાવનો ધુંમાંડો ચીંગારીઓ અને બલતાંનાં ભભુકા નીકલશે. અગરજો વધારે બલતું થયાથી તમારૂં મોહોડું ડાઝતું હોયતો; ઝદપથી ગાલની વચે દાબીને હોલવી નાંખવું. આએ દડીને મોહોડાંમાં છુપાવી રાખવી, અને થોડોજ વાર ખેલ કીધા પછી બાહાર કાડી લેવી.

## બાતલીમાંથી જીંન કાહાડવાની રીત.

વાંચનારાંઓ તમે કોઇવાર સાંભલ્યુંતો હશે? કે, કેટલાએક જીંનોને ઇઆને રાખશોને બાતલીમાં અથવા ડાબદામાં કેંદ પકડીને, દરીઆમાં દાતેછે; અને જ્યારે તે દાબડો અઠવા બાતલી કોઇ માંણસનાં હાથમાં અથવાતો માંછીનો જાલમાં નીકલી આવેછે: અને જ્યારે તે દાબડાનું અથવા બાતલીનું મોહોડું ઉગાડેછે, ત્યારે તમાંથી એકાએક મોટું બલતાનું ભડકું નીકલી આવેછે. ! એવી રીતનો અજાએબ દેખાવ જોઇને બાપડાઓ ઘભરાઇ જાએછે, તેથી પેલા દાબડાને અને પોતાનો બીજો શાંમન હોએછે, તેને ભોંય ઊપર પડતો મુકીને જીવ લઇને ત્યાથી નાંસી જાયછે! માંટે તમો પણ એવો એક દાબડો રાખવાને

ખુશી હોવાતો નીચે પ્રમાણે કરો. એક કાદવના વા સાણમાં એક આંઉસ ફાસફોરસ મુકો. હવે ધીમે રહી ને ફાસફોરસને સલગાવો, જેવું બલતું ઊઠે; તેવું જ જલદીથી તેની ઉપર બે આંઉશ નાંઇત્રીક આસીડ નામીને એક સરખી મેલવની કરો, અને તરતજ એક બાતલીમાં ભરીને મજબુત બુચમારો. હવે જયારે તમે બુચ ઉગાડશો ત્યારે તેમાંથી બલતાનું ભડકું નીકલશે; પણ જયારે બુચ પાછો ધાંકશો ત્યારે બંધ પડશે, અને ઉપર કહ્યા પ્રમાંણે જીંનને મલતાજ દેખાવ થાશે.

## છાતી ઊપર પથર ભાંજવાની રીત.

આએ અખતરો કરી જોશોતો દુનીઆમાં તમાંરી બહાદુરીનો કાંઇજ પાર રેહેશે નહી. અને વળી ભોળા લોકો તમુંને જાદુગર તરીકે જાંણે, એમાં કાંઇજ નવાઇ જેવું નથી?

રમવાનાં પથરનાં લખોતા લેવો, કે જેને ઇગ્રેજીમાં મારબળ કહેછે; અથવા જેને ગુજરાતીમાં કોઇવાર બેદુળ કરીને પણ કહેછે; આએ લખોતાને આપણે જમીન ઉપર અફાડશું તોપણ તે કદીબી ભાગનાર નથી, એવીજ રીતે હજારો વખત પથરની જમીન ઉપર અફાડશું, તોપણ ભાગતા નથી. અગરજો તમે આએ પથરનાં મગરૂબ થયેલા લખો

તાને એકજ ફુતકામાં ભાંજીને ભુકો કરવાને રાજી હોવો તો નીચે પ્રમાણે કરશો તો તમો જલદીથી ફતેહ પાંમશો. આએ લખોતાને થોડોવારશુધી સલફરીક આશીડમાં રાખી મુકો; અથવાતો ચુલામાં નાંખીને, ખુબ લાલ ચોલ થવા દેવો. હવે જયારે તે આતશનાં જેવો થાએ ત્યારે તેને ચુલામાંથી બાહેર કહાડો, અને થંડાં પાંણીમાં મુકો. હવે જો આએ લખોતાને પથર ઊપર જોરથી ફેંકશો તો તે ભાંગીને ભુકો થાશે. એવીજ રીતે એક મોટા પથરને તપાવીને ગરમ કરો; અને જ્યારે તે તાહુડો પડે, ત્યારે એક માંણસની છાતી ઉપર શેતરંજીની ગડી કરીને તેની ઉપર પેલો પથર મુંકીને હથોડો માંરશો તો તે જલદીથી ભાગીને ભુકો થાઇ જસે.

## બાતલીમાં ઈંડું ઊતારવાની રીત.

એક મરઘીનું ઇંડું લેવો, અને તેને એક પ્યાંલાંમા મુકો. હવે તે ઇંડાંની ઉપર બે વાઇન ગલાશ ભરીને જલદ શરકો નાંમો; અને એક વાંઇન ગલાશ ભરીને એસીતીક આસીડ નાંમો. હવે તે ઇંડાંનું કોતલું જયાંશુધી નરમ પોપચા જેવું થાએ, ત્યાં સુધી પ્યાંલાંમાંજ રેહેવા દેવું. અને જયારે તે ઇંડાંનું કોતલું નરમ થાએ, ત્યારે તમો આએ ઈંડાંને એક શાંકડાં મોહોડાંની બાતલીમાં ઉતારવા માંગશો

તો, તે ઘણી શેહેલાઇથી થાઇ શકશે. હવે જયારે તે ઇંડુ બાતલીમા ઉતરે ત્યારે તેની ઉપર થંડું પાંણી નાંમશોતો તરતજ તેનું કોતલું બંધાઇ જાશે; અને ઇંડું પોતાની આગલી હાલતમાં આવીને જેવું હતું તેવુંજ દેખાશે. હવે જયારે કોઇ બાતલીમાં આખું ઇંડું જોશે, ત્યારે તેને ઘણુંજ અજાએબજેવું લાગ શે; અને તે પોતાના મનમાં એવો વીચાર લાવશે કે, જાદુના ઇલિમથી ઉતારયું હશે ! કારણકે જાદુ વગર શાંકડાં મોહોડાની બાતલીમાં આખું ઇંડું ઉતરેજ ન હી. ખરેખર આએ એક એવોજ. અખતરોછે, કે જે જાદુનાં નાંમને વધારે જેબ આપેછે !

## કીંમીયું કરવાની રીત.

વાંચનારાંઓ જે કોઇ જાદુ કરેછે, તેને આપણા લોકો જાદુગર કહેછે; તેજ પ્રમાણે જે માણસ શોનું- તથા રૂપુ અને એ વીગેરે બીજી કુદરતી ધાતુઓ ઉત પન કરેછે, તેને કીમીઆગરને નાંમે ઓળખેછે. પ ણ વાંચનારાંઓ આએ વાતતો રસાયેન જાંણનારાં ઓએ શાબેત કરી આપીચકે; સઘલી વનસપતીઓ' માંથી ધાતુ મલી આવેછે. પણ તેને ઉપજાવવાને એટલીતો મેહેનત અને ખરચ થાએચ કે તેઓએ પોતાની મેલેજ એને બનાવવાનો ખ્યાલ છોડી દીધો હશે; કારણકે જયારે તેઓ એવાં કામમાં ફતેહ પામતે

તો કોઇ પણ તેઓને પુછતે નહીં. અને તેબી બીજી ખુદરતી ધાતુના જેવુંજ ગણાતે. આગલા વખતનાં કીમીઆગરો પોતાનું ગુજરાન ચલાવવાને લીધે શોનું અને રૂપું બનાવવાની શોધમાં હમેશાં ફરતા હતા. તોપણ તેઓએ કદાચ શોધીબી કાહાડયું હશે! પણ જયારે તેઓને એમાં કાંઇપણ ફાયદો નહીં જણાયો હશે, તયારેજ તેઓએ એને બનાવવાનો ખ્યાલ છોડી દીધો હશે. જયારે એક તોલો ચાંડી અને રૂપું બનાવવાને તેઓને બે રૂપી આનો ખરચ અને વળી તે ઉપરાંત બીજી ઘણીએક મેહેનત પડેચ, ત્યારે હવે આપણેજ વીચાર કરીએ જે તેઓને એમાંથી શું ફાયદો મલે.? તેજ પરમાંને ખુદરતી રૂપું બજારમાં એક રૂપીએ તોલો મલે, ત્યારે તેઓએ મેહેનત કરીને અને વધારે રૂપીઆ ખરચીને બનાંવેલાં રૂપાંનો શું ઉપયોગ થાએ? અને તેમાંથી તેઓનો શું દહાડો વલે? હવે તમારે જાંણવું જોઇએકે કોઇવાર માણશો પોતાની દુરબળ શકતીથી ખુદરતની બરાબરી કરી શકશે, અને તેમાં કાંઇપણ અજાએબ જેવું નથી, હવે વાંચનારાઓ તમો પણ એક કીમીઆગર થવાને ઈછતા હોવાતો? જલદીથી થોડાએક નઇતરેત ઓફ શીલવર લેવો, અથવાતો નાંઇત્રીક આસીડમાં થોડાંએક ચાંદીનાં પતરાને પીઘલાવો. હવે એક લોહોડાના વાસણમા થોડાએક જીવતો પારો નાંખીને આતશની

ભઠી ઉપર તે વાસણ મુકો. અને તેમા છુપી રીતે પેલું આસીદમાં પીઘલાવેલુ રૂપુ નાખો. એટલે થોડાવારમાં આતશની ગરમીને લીધે પારો અને આસીડ ઉડી જાશે; અને પેલા વાસણમાં માંતર રૂપાનો લોઠો રહી જાશે કે જે ખરેખરૂં રૂપુંછે, એવી રીતનો દેખાવ જોઇને ભોળા લોકો તમુને કીમીઆંગરર તરીકે જાણશે. અને તમુને કાલાવાલા કરીને કેશે જે એવી રીતનો ઇલમ હમુંને શીખવશો તો, થોડાએક રૂપીઆ આપશું. એવીજ રીતે કેટલાએક ઠગારાઓ ખરેખરૂં સોનું ઉતપન કરેછે, અને બીચારા ભોળા લોકોને વેહેમમાં નાખેછે. અને જઆરે તેઓ તમને ખરેખરૂં શોનું બનાવતા જુવેછે ત્યારે; તેઓ લલચાઈને પેલા ઠગારાઓને કેટલાએક રૂપીઆ આપેછે, અને તેઓની પાશેથી એવી રીતનો ઈલમ શીખવાને ચાહેછે, પણ પાછલથી પેલા લુચા ઠગારાઓ રૂપીઆ લઇને નાંહસી જાયેછે; ત્યારે બાપડા ભોલાઓ રડતાજ રહી જાએછે.

---

## આઈસમાં સુરંગ મુકવાની રીત.

જોએક બરફના મોટા ધગલા ઉપર એક કટકો પોતાસીયંમનો મુકશો તો, તરતજ મોટો ધ્રડાકો થાશે, અને બરફ પથરની મીશાલે ફાતીને કકડા થાઇ જશે. બરફના પાહડને ભાઙીને ભુકો કરવાને આ-

એ એક સેહુલી રીતછે. અગરજો પોતાસીયમને બદલે એક કતકો ફાસફોરસનો મુંકશોતો, તેપણ એવીજ રીતે ધડાકો કરીને ઊડી જાશે. કે જેથી બરફનાં કકડામાં એક મોટું આંધરૂં પડીને બરફનો પોતાની મેલેજ ચુરો થાઇ જાશે.

---

## ડાકટરોને ઠગવાને એક આછી રીત.

વાંચનારાઓ આએ રીતની તાલમેળ કોઇ વેળાએ લશકરના શીપાઇઓ કરેછે; અથવાતો કોઇવાર નીશાળનાં રમતીઆલ અને આળશુ છોકરાઓ ઘરમા બેશી રેહેવાને કાજે કરેછે. તેજ પ્રમાને શીઆણાં વાંચનાંર તમો કદીપણ કરતાંનાં. જે લોકો આજા રીપણાંનું બાંહાંનું કાડીને ડાકતરને ઠગેછે, તેઓ નીચે પરમાંણે કરેછે. ડાકતરની આગલ જવા આગમચથીજ તેઓ પોતાની જીભ ઉપર ચાક ઘસડેછે; અને પોતાના મોહોડાંમાં એક ઘનોજ જીનો *કટકો બકરાંની અથવાતો ગાયેની કલેજીનો રાખી મુંકીને ચાવીઆ કરેછે. અને ડાકતર આગલ લાલ રંગની થુક નાંખેછે. અને પોતાનાં જમણાં હાથનાં ધુટન અથવા કોપરીઆંને જોસથી ભીત અથવા દેવાલ ઉપર અફાડેછે. એવીરીતે કરયાથી તેઓની નાંડ ઘણીજ ઝડપથી દાડેછે, જબાંનો રંગ સફેદ ડેખાયછે, અને ગોયા છાતી ઉપરથી લોહી આકેછે.! એવી વ

અને તેઓ પોતાનો ચેહેરો કુંમલાવી નાંખેછે; તથા ઘોંગને વાસતે તેઓ હાય અને અફશોસ કરેછે. કે જેથી ડાકતર તેઓને વીસે હેવું મત આપેછે કે, એ માંણસ ઘણોજ વીકનેશ થાયલોછે, માંટે એને સારો ખોરાક આપવો જોઇએ. ત્યારપછી પેલા ઘો ગીઓ દવાઇ ઢોલી નાખેછે. અને ઊમદા ખોરાક એઓને ખાયછે.

---

## પાંણીમાં બલતું દેખાડવાની રીત

એક ગલાસ ભરીને પાંણી લેવો, અને તેમાં એક નાંનો કટકો કપુરનો મુકો; હવે આએ કપુરને સલ ગાવશોતો તે ઘણોજ વાર સુધી પાંણી ઉપર બલી આ કરશે. અને તેમાંથી સફેદ રંગનો શુંદર ધું માડો નીકલશે. એવીજ રીતે કોઇને કુંવામાં અ થવા તલાવમાં અને નદીઓમાં બલતાં દેખાડવાને ઇછતા હોવોતો; પાંણીમાં નીચલી દવાઇઓ નાંખી ને સલગાવસોતો, ખરેખર તેઓ ભુત તથા પરીઆં અને બીજી દેવીઓના બલતા હશે હેવું સમજશે ! કપુર તથા તરપીનતનનું તેલ તથા સલફયુરીક એસીદ અથવા (ગંધકનુ તેલ) કેરોશન આએલ અને એવી જ બીજી ઘાણીએક જાતની સલગી ઉઠે એવી દવા ઇઓ નાંખીને સલગાવસોતો, તેજગો ઉપર બલતાંના મોટા ભડકાં દેખાશે. એવીજરીતે કેટલાએક ઠગા

રાએ વેહેમી લોકોને વેહેમમા નાંખીને ઠગેછે, તેનો એક ઘણોજ રમુજી દાખલો નીચે આપેલોછે; તે ઊપરથી વાંચનારની પકી ખાતરી થાસે, એવી આ, શા રાખીએ છીએ. દખણ પ્રાંત માંહે આવેલા નગર શેહેરમાં એક ઘનોજ તંવંગર વેપારી રેહેતો હ- તો, પન તેને એકજ પુરો છોકરો હતો અને તેની ઉમર માંતરે બાર વરસની હતી, પણતે ઘનોજ હુશ્યાર અને દર રોજ નીશાળમાં જતો હતો. હવે એક દહાડે એવું બન્યુજે એણે પોતાનો પાઠ કીધો નહી, તેથી એનાં મેહેતાજીએ એને મારીઓ. હવે જ્યારે નીશાળ છુટી, ત્યારે પેલો છોકરો પોતાને ઘર ગયો નહી, પણ ત્યાથીં બે ત્રન ગાઊં દુર જાઈને રમવા લાગો; અને પાછુ ઘર આવવાને મન કીધુજ નહી. હવે પેલા છોકરાના માંબાપે એવું ધારયુંજે મેહેતાજીએ નીસાળમાં રાખ્યો હસે. અને વળી મેહેતાજીએ પણ એવોંજ વીચાર કીધોજે મેંએને સહવારે માંરેલોછે. તેથીએ છોકરો ઘરમાંજ રહયો હસે, એવીજ રીતે તેની કોઇએ સોહોધ કીધી નહી, જ્યારે પેલો છોકરો રાતને વખતે પણ પોતાનાં ઘરમાં આઓ નહી, ત્યારથીજ તેનાં માંબાપે તેનીં ઘણીબી શોધ કરાવી, પણતે સઘલી ફાકત ગઇ. અને છોકરો કાંઇ જડયો નહી, તેથી બીજે દહાડે પણ ઘણીજ શોધ કીધી, પણ કાંઇજ વળયું નહી, એવીજ રીતે દસબાર દહાડા નીકલી

ગઆ, અને દરરોજ તેઓની શોધ નકામી થતી ગ
ઇ, દરરોજ તેઓ રાતના વખતે પણ સોહોધ કર
વા લાગ્યા પણ કાંઇજ વળયું નહી. તેથી સેવટે
તેઓએ એવુ જાહેર કરયું જે, જેકોઇ હમારા છો
કરાને શોહોધી લાવશે તેને દોહડશો રૂપીઆનું ઇ
નાંમ આપયામાં આવશે- આએ વખતે ધણાં લો
કો તે છોકરાની શોહોધ કરવાને મંડયાં. પણ કો
ઇના હાથમાં તેનો પતો લાગો નહી, તેથી તેઓ
એ સરકારમાં જાહેર કીધુ, અને થાલીં ફેરવી; કે
જે વખતે પેલો છોકરો એક મોહોલામાં ફરતો હતો
અને થાલીપણ એજ મોહોલામા ફરતી હતી; કે
જે વખતે ઘણા લોકની ભીડ થાઇ રહી હતી,
આએ જોઇને પેલો છોકરો પણ તે લોકોની ભીડ
માં આવો લાગો. અને ત્યાં ઉભો રહીને બધું
સાંભળી લીધું તેથી તેણે જાણયુંકે આએતો માં
રેજ વીસેછે, માંતે હવેડી મને કોઇબી ઓલખીને
પકડશે તેથી પેલો છોકરો ઘભરાઇને ત્યાથી જતો
રહ્યો, પણ કોઇએ ઓલખ્યો નહી, હવે પેલા છોક
રાએ તો જઇને એક કુવામાં પડીને આપઘાત કીધો;
તે કોઇનાં જાંણ્યાંમાં આવ્યું નહી. હવે જીઆરે તે
નાં માંબાપે જોયું કે આટલી બધી મેહેનત કરતાં
પણ કાંઇ પતો લાગતો નથી, ત્યારે તેઓ એવું
સમજાવા લાગા કે, એ છોકરો કેઠે બીજે ગાંમ
નાહાસી ગયો હશે; અથવા તો કુવામાં કે તલાવ

રમાં ડુબી મુંવો હશે. જેથી તેઓએ પોતાનાં છોકરા ને જીવતો જોવાની આશા છોડી; અને રડવા કુત વા લાગા. આએ રીતનો દેખાવ જોયાથી સર્વને ઘણુંજ લાગી આવ્યું, અને બધા મોહોલામાં કમક માટ ઊપજે એવો દેખાવ કરવા લાગ્યાં. એટલામાં આએ તકનો લાભ જોઇને ત્યાં એક ઠગારો બ્રાંહમન આવી લાગો; અને બધાં લોકોને પુછ્યું કે, બાઇઓ તમો આટલી બધી ગરબડ સાંને વાસતે કરોચ ?. ત્યારે તેમાંથી એક બાઈડી બોલી ઉઠી જે, એક બાઇ નો છોકરો આજે કેટલાક દહાડાનો ખોવાઇ ગયોચ; તે હજુર સુધી મલતો નથી. અને તેની માં રડેછેકે માંરો છોકરો કોંણ જાણે મરી ગયો હશે કે જીવતો હશે, તેની મને ધાસતી લાગે છે. આએ વાત સાંભલીને પેલો લુચો બ્રાંહમન પેલા છોકરાની માં આગલ ગયો, અને કહેવા લાગોજે તમે રડોછો શું કામ? આપણા મોહોલામાં એક કુવો છે,તે કુવામાં પરીઆં અને માતાઓ ફરેછે, તેની આગલ આપણે લોબાંન કરશુતો આપણે જેબી કાંઈ પુછુશું તેનો જવાબ મલશે! માંટે આપણે સગન જોઇએ! અગરજો તમાંરો છોકરો જીવતો હશેતો કુવામાં બલતું દેખાશે! અને જો કદાચ મરી ગયો હશે તો કાંઇજ નહી દેખાશે! આએ વાત બધાંએ કબુલ કીધી. હવે આએ વખતે સુરજ અસ્ત પામેલો હતો, અને દીવાની વેળા થઇ હતી; જેઠી પેલા લુચ્ચાને પોતાંનાં કાંમમાં વધારે સારી તક મ

લી હતી. સાંજને વખત પેલો ઠગારો માંણસ અને બીજાં ઘણાં લોકો પેલા કુવામાં બલતાંનાં સગન જોવાને સાથે મલ્યાં હતાં. આએ વખતે પેલાએ કુવાના ચારે વરા ધોઇને ઉપર ચોક પુરીઆ, અને કુવાનાં વરાની ચારે બાજુએ ફુલનાં હારડા બાંધીઆ, અને કુકુંનાં તીલાં કીધાં, અને થોડી એક સાકર નાખી. અને કહ્યું જે કુવાની ચાહુરે બાજુએ ઉંચી સારી બાંધીને પરડો કરવો જોઇએ. કારણ કે કોઈ ખરાબ માંણસની નજર લોબાંન કરતાં પડે તો પછી સગન બરાબર મલે નહીં !! એમ કહીને પરડો બંધાવ્યો અને એક વાંસણમાં થોડોએક આતસ અને મુંઠીમાં લોબાંન લઇને પોતે એકલોજ પેલા પરદામાં ભરાયો. અને પોતાની પાસે છુપાવી રાખેલું સલફ્રીક આસીડ અને તરપીનતંન તેલ હતું, તે કુવામાં રેડયું; અને પેલા આતસમાંથી એક દીવાસલી છુપી રીતે સલગાવીને કુવામાં નાંખી, એટલે તરતજ કુવામાં બલતું સળગી ઉઠયું. હવે પેલાએ વેહેમ આપવા સારૂં આતસ ઉપર લોબાંન ભભરાવીને ધુમાંડો કીધો. અને તાલી અફાડીને મોહટે શાદ બોલ્યો જે; માતા માંએ ! હમારા સવાલનો જવાબ આપો ! નહીં તો હમુંને સગંન દેખાડો ! એટલું બોલીને પરદામાંથી બાહાર આવીને કહ્યું જે, જેને સગંન જોવા હોએતો જોવો ! જેથી દરેકજણે કુવા ઉપર ચહડીને જોવા લાગાં; અને કુવામાંનું બલતું જોઇને ખુ

શી થયાં ! પછી પેલા છોકરાની માંએ પેલા ડગારાને ઘણાંએક રૂપીઆ આપીયા તે લઇને ખુશી થતો ચાલી ગયો. પણ અફસોસ કે બીજે દહાડે સહવારનાં પોહોરમાં પેલા છોકરાનું મુડદુ એક કુવામાં શરવેને તરતું જણાંયું.

---

## માંણસનું ભેજું ફેરવીને મેંટ બનાવવાની રીત.

* વાંચનારાઓ અગરજો એક સારી તંનદરોસતીવાલાં માણસને, એક લાંબા કોચ ઉપર ચતો સુવાડીને, તેને જે મીસાળે એક મુરદાંને કાઠી સાથે સીકરીને બાંધેછે તેજ પરમાંણે સીકરીને મજબુત બાંધી લીધો હોય, અને તે એવી રીતે કે તેનાંથી જરાપણ હીલાઇ નહીં શકાએ. એવી રીતે પગથી તે માંથાં સુધી બાંધોકે, જે પરમાંણે ગુલીવરને લીલીપતનાં વેંહેંતીઆંએ બાંધયો હતો તેજ પરમાંણે બાં

---

* વાંચનાંરાઓ આએ અખતરો અજમાવવાને વાસતે નથી, પણ એ ઉપરથી એવું સાબેત થાએચકે, કેટલાએક અનસમજુ માંણસો પોતાંનાં પગનાં તળીઆંમાં ગીલ્લી ઘાલેછે, અથવાતો ઘણો વાર શુધી હાથ ફેરવીને પસવારાઆ કરેછે. પણ તેઓ એટલું નથી સમજતાં કે, એમ કીધાથી આપણાં સરીરની ઈદરીઓ બગડેછે. અને પાછલથી તેઓને એમ કીધાથી ખરાબ પરીણાંમ નીપજેલું જણાઇ આવેછે, તોપણ તેઓના સમજણમાં આવતું નથી.

ધીને, પછી તેનાં પગનાં તલીયાં ઉપર આસરે એક દજન કુઈત્રિનો જથો લઇને ફેરવીઆ કરો, અથવા ગીલી ઘાલો. એવીજ રીતે પા અથવા અરઘો કલાક સુધી કરશોતો તરતજ પેલાં માણસનાં પગનાં તલીઆંની નંસ ફરવા માંડશે, અને થોડાજ વારમાં બેજાંની પણ નંસ ફરશે કે જેથી પેલું માણસ તરતજ દીવાંનુ બની જાશે.

## ઈંડાંને નાચ કરાવવાની રીત*

વાંચનારાંઓ હાથચાળાકીનાં અખતરા કરતી વેળાએ હુસયારી અને ઝડપ, એ બેઊ ચીજોને કાંમે લગાડવી પડેછે. માંટે તમેબી તમાંરી હુસયારી અને ઝડપ આએ અખતરામાં કાંમે લગાડશોતો ઝડપથી તમુંને કોઈ ભોળા લોકો જાદુગર તરીકે ગનવામાં ચુકશે નહીં. હવે તમે એક ઇંડું લેવો, અને તેને એક ઘણુંજ બારીક વેહ પાડો, અને તે ઇંડાંમાંથી સપેતી અને દાળ ચુસી લેવો, અને ઈંડાંના કોટલાંને આખુંજ રહેવા દેવો. હવે તે ઇડાનાં કોટલામાં થોડો એક જીવતો પારો ભરો, અને પછી ઉપરથી જેનો વેહ પાડેલોછે તેને બંધકરી લેવો, અને તે ઇંડાંને તમારી પાસે છુપાવી રાખો. અને પછી કોઇ બીજા આદમીને કહોકે હું ઈંડાંને નાંચ કરાવુંછું ! તમારે જોવાની ખુસી હોએતો તમારે હાથે એક ઇંડું

લાવી આપો, પછી હું મારી જાદુઇથી એ ઇંડાંને ન ચાવીશ. હવે જ્યારે તમુંને ઇંડું લાવી આપે, તેજ વખત તેને તમારી પાશે છુપાવી રાખો. અને ઝડ પથી એ ઇડાંને બદલી નાંખીને પારાથી ભરેલું ઇંડું હોએ, તેને તડકાં વાલી જગો ઉપર મુંકો, એટલે તે ઇડું ઉછલીને કુડવા માંડશે. જો એવોજ રીત શુક્રાં લીંબુમાં અથવા ઇંડાંનાં કોતલાંમાં વધારે પારો ભરીને તડકાંમાં મુકશો તો, તે એકદમ આકાશમાં ઊડી જાશે !

---

## અંધારી રાતનાં જીવતો ભુત દેખાડવાની રીત.

એક માણસને આખે દીલે ઘણોજ તાઇત દરેશ પેહેડાવો, અથવાંતો તેને ખોલે શરીરે ઉભો રાખો. હવે તેનાં આખાં શરીર ઉગર (લીકવીડ ફાસફારશ) તથા (ફાસફારઝેડ ઇથર) તથા (સલફ્યુરીકઇથર) લગાડો; હવે તે માણસને એક અંધારા ઓરડામાં ઉભો રાખો. એટલે તેનાં આખાં શરીરે બળતાંનાં ભડકાં દેખાશે! પણ જો તેને અજવાળાંમાં ઊભો રાખશો તો કાંઇજ દેખાશે નહીં, પણ ફરીથી અંધારાંમાં જાશે તેમ તેમ વધારે મોહોટાં બલતાં દેખાશે! પણ તેનાં શરીરને કાંઈપણ ઇજા પોંહોચશે નહીં. આએ માણસને દોડાવ્યા કરશો તો ખરેખર એક

જીવતા ભુતનાં જેવોજ દેખાશે ! ! અગર જો ગમતને વાશતે રાતને વખતે દીવા આગળ કોઇ માંણસનાં કપડાં ઉપર, ઉપર લખેલી કોઇબી દવાઇ છાંટશો તો અજવાળાંમાં કાંઇજ દેખાશે નહીં; પણ જેવો અંધારી જગો ઉપર જાશે તેવોજ ઘભરાઇને બુમ પાડશે ! કે કોઇ આવોરે ! મનેતો ભુત બાળી નાંખેચ ! અને પોતાંનાં દીલમાંથી કપડાં પણ ફાડી નાંખશે; અને જેમ જેમ કપડાંને ચોલશે તેમ તેમ વધારે બલતાંનાં ભડકાં દેખાશે. આએ વખતે એક જોવા લાયક તમાશો થાઈ પડશે ! !

## ખાંડનીમાંથી બલતું કાહાડવાની રીત.

આસરે એક ગ્રેન ભાર ગંધકનાં ફુલ લેઓ, અને બે ગ્રેન ભાર કલોરેત ઓફ પોતાશ લેવો. અને એ બેઉ ચીજોને શાથે મેલવીને એક ખાંડનીમાં નાંખો. અને પછી કોઇ પારકા આદમીને ફરમાંવો જે આએ ખાંડનીમા મોડાંનાં ગાંગરા છે તે છુંડો. જેવો તે બીચારો એક બતાનો ભડકો મારશે, તેવોજ ખાંડનીમાંથી એજગબો રીતે મોટો ધડાકો નીકલશે ! અને વળી બલતાંનું ભડકું પણ નીકલશે ! આએ દેખાવ જોઇને પેલો છુંડનારો આદમી બીહીને નાહાસી જાશે ! અને તમુંને ઘણીજ ગમત મલશે. જેમ જેમ વધારે જોશથી છુંડશો તેમ તેમ તમાંથી વધારે

મોહોટા અવાજો અને બલતાંનાં ભડકાં નીકલશે, અને જોવા લાયક દેખાવ થાઇ પડશે.

## હલદનું કંકું બનાવવાની રીત*

વાંચનારાઓ તમારા હાથમાં થોડીક દરેલી હલદ લેવો, અને પછી કોઇને બતાવો કે, આએ હલદને હું મારી જાદુથી કુંકું બનાવુંછું. હવે તમો જો આએ હલદમાં એક જીની કરચ વાસીંગ શોડાની અથવાતો ચુંનાની નાંખશો તો કાંઇપણ રંગ બદલાએલો જણાશે નહીં; પણ જો એની ઉપર થોડુંક પાણી નાંમીને હલદને ચોલશો તો, એ તરણદે ચીજોની મેલવની થશે, અને હલદરનો રંગ કુંકાંના જેવોજ થાશે. કે જેનો રંગ કંકુંને મલતોજ રાતો રંગનો દેખાશે; પંણ જીયારે શુકાશે ત્યારે તેનો રંગ પીળો દેખાશે અગરજો કોઇ વેળાએ કુંકું નહીં મલે તો આએ નીચલી રીત પરમાંણે બનાવવું. થોડી એક હલદર લેઓ, અને તેમાં દ.લમાં નાંખવાનો થોડો એક ખારો અથવા સંચોળો નાંખો, અને તેમાં લીંબુનો રસ નાંખો, અને એક સરખી મેલવની કરો. એટલે ઘણોજ રાતો રંગ થાશે, પણ જીયારે સુકાશે ત્યારે તેનું ખરેખરૂં કુંકું બની રેહેશે.

એવોજ રીત કેટલાક, બ્રાંહમણો હરચનું કુંકું બનાવીને ભોળા લોકોને ઠગેછે. અને તેઓને એવું

સમજાવેછે, કે; માતા માંએનાં પરતાપથી હુમે કરી એ છીએ ! આએ રીત તેઓંને કોઈ વેલાએ ચોરી પકડવાની ઠગાઇમાં ઉપયોગી થાઇ પડેછે. જ્યારે કોઇ પૈસાદારનાં ઘરમાં ઘણા માંણશોમાથી ચોરી થાયછે, અને ચોર પકડાતો નથી, ત્યારે તેઓ વેહેમી થાઇને એવા શીદધ બ્રાંહ્મણો આગલ ચોરી પરખાવવા જાયછે આએ વખતે પેલો બ્રાંહ્મણ ઘરનાં બધાં માંણસોને પોતાની આગલ બોલાવેછે, અને ત્યાર પછી થોડાએક ચોખા લઇને મતરેછે, અને હલદમાં ભેલોને બધાંને ખવરાવીને થુક નખાવેછે. અને જેનાં મોહોડાંમાંથી લાલ રંગની થુક નીકલેછે, તેનેજ ખરો ચોર ઠેડવેછે !! જ્યારે તે ચોખા ખવડાવેછે તેજ વખતે જેની ઉપર તેને શક આવતો હોચે, તેને છુપી રીતે હલદમાં ચુનો અથવા વોસીંગ શોડા ભેલીને ખવાડેછે. અને બીજાઓને અમથીજ હલદ આપેછે તેથી તેઓનાં મોહોડાંમાથી રાતા રંગનો થુક નથી નીકલતી. પણ કોઇ વાર ખરા ચોરો છટકી જાયેછે, અને બાપડા બીજાઓને નકાંમાં ફસાવી માંરેછે !!

## મુવેલાં જીવજંતોને જીવતાં કરવાની રીત.

જે જગો ઊપર ઘણીજ માંખીઓ ઉડતી હોય, તે જગોએ જાઇને ઉભા રહો; અને ત્યાંથી જીવતી

માંખીઓ પકડીને મારી નાંખો. પણ તેનાં શરીરને ઘણુંજ દાબીને કચડી નાંખતા નાં; પણ ધીમે રહીને બેઉ હાથની હથેલી વચ્ચે દાબીને તેને તદન મારી નાંખો. હવે આએ મુવેલી માંખને તમારા હાથમાં લેવો, અને કોઇને દેખાડો કે આએ માંખીઓ મુંવેલીછે કે જીવતી છે? અલબતાં દરેકજંણ કહેશેકે મુંવેલીછે! ત્યારે તમે એવું કહોકે આએ મુવેલી માંખોને હમો જીવતી કરી આપીએચ! આએ વાત સાંભળીને તેઓ તમુંને હસો કહાડશે; અને કેહેશેજે મુંવેલી માંખીઓ તે કાંઇ જીવતી થાતી હશે? હવે તમો જો આએ મુંવેલી માંખોને જીવતી કરવાને ચાહાતા હોવોતો; જલદીથી પેલી માંખોને એક જગોએ મુંકો; અને તેની ઉપર થોડીક ચુહુલામાંથી રાખ લાવીને નાંખો, અને નહીંતોકે થોડીએક તડકાંમાંથી ધુલ અને મતોડું લાવીને નાંખો, અને આસરે એક મુંઠી ભરી નાંખીને તેની ધગલી કરો. ત્યારપછી આસરે દસ મીનીટ અથવા પા કલાક સુધી ઉભા રેહો. હવે જયારે પા કલાક પછી પેલી મતોડાંની ધગલી કાડી નાંખીને જોશો તો પેલી માંખીઓ જીવતી થાઇને ઉડીજાશે! વાંચનારાઓ હવે તમુંને એક બીજી રીત કહીએ છીએ; થોડીએક જીવતી માંખોને, અથવાતો હરેક જીવતાં જીવજંતોને પકડીને તેને જીવતાંને જીવતાંજ પાણીમાં નાંખો, અને તે પાણીમાં ડુબીને મરણ પાંમે, તાંહાં

સુધી ઉભા રહો. હવે તેને બાહાર કાહાડીને જો ઉપરની પેઠેજ રાખ અને મતાડાંની ઘગલી તળે પા કલાકસુધી રાખશો તો ઉપરની પેઠેજ તે માંખી ઓ પાછી જીવતી થાઇને ઉડી જાશે. અને બીજાં જોનારાં લોકોને ઘણુંજ અજાએબ જેવું લાગશે! ખરેખર આએ એક એવો અખત્રોછેકે, જાદુનાં નામને વધારે જેબ આપેછે. સમુદરમાં પડીને મરી ગયલાં આદમીઓને સજીવન કરવાનાં જુદાજ ઉપાયે છે, જે વીશે હમારાં બીજાં પુશતકમાં દાખલા સહીત સમજણ આપવામાં આવશે.

## બંદુકનો દારૂ અથવા બારૂત બનાવવાની રીત ☼

એક ભાગ ગંધકનો લેવો, અને એક ભાગ કોયલાનો લેવો, તથા પાંચ ભાગ સુરોખાર લેવો; એટલે એક રતલ ગંધક લેવી, અને એક રતલ કોયલો લેવો' તથા પાંચ રતલ સુરોખાર લેવો. હવે એ તરણડે ચીજોને જુદી જુદી વાતીને બારીક ભુંકી કરવી, અને પછો શાથે મેલવી દેવી; ત્યારપછી તડકાંમાં મુંકીને ઘણા દહાડા સુધી સુકવવી. અને સુકાયા પછી એ તૈયાર થયલાં બારૂતને વાપડવાનાં કાંમમાં લાવવો; કારણકે પેહેલી જયારે મેલવની કરીએ છીએ, ત્યારે તે ભુકીઓ સુરાખારને લીધે હંમેશાં પસરેલી માલંમ પડેછે. માંટે સુકવીયા વગર વાપડવો નહીં.

## પખશીઓને મુંઠ મારવાની હાથચાળાકી.

એક ત્રાંબાંની મોટી થાળી અથવા કથરોટ લેવો, અને તેને અરધી તાહાડાં પાણીથી ભરો. હવે તેની અંદર એક મીનબતીનો કકડો સલગાવીને મુંકો, અને તે દીવાની ઉપર એક મોટું વાંસણ અથવા તપીલું ધાંકો; એટલે તેમાંનો દીવો થોડા વારમાં ગુલ થાઇ જાશે. અગરજો તમો આએ તપીલાંની અંદર, એકુ પોપત, અથવા ચકલી, તથા કબુતર અને એવાંજ બીજાં પકશીઓને મુંકશો તો, તે થોડાજ વારમાં ગુંગલાઇને મરણ પાંમશે; કારણકે તેની અંદરનો સઘલો ઓકશીજન ગ્યાસ બળી ગ યોચ. અને તેમાં માતર નૈત્રોજન ગાશ રહેલોછે; તેથી જરાપણ દંમ લેવાઇ શકાતો નથી; માટે એ જ કારણથી ગુંગસાઈ મરેછે.

---

## છાપરાં ઊપર દીવા દેખાડવાની રીત*

વાંચનારાંઓ એક પ્રચુકરી લેવો, અને તેમાં થોડોએક સલફ્યુરી ઇથર, અથવા ફાસફોરઝેડ ઇથર, તથા લીકવીડ ફાસફોરશ, અથવાતો કોપરેલને ગરમ કરીને તેમાં એક કકડો ફાસફોરશનો નાંખીને પીગલાવવો અને પછી તે નાંમો. હવે આએ પચુકરીને તમારી પાસે છુપાવી રાખો, અને કોઇને કહોકે હું મારી જાદુથી આએ ઝાડ ઊપર અ

થવાતો છાપરાં ઉપર દીવા સલગાવું છું. માટે જો તમારી આંખ વીચીને ઉભા રહો, કારણકે તમારે જોવાએ નહીં. હવે જ્યારે તે માણસ આંખ વીંચે એટલા વારમાં તમો પેલી પચુકરી ઝાડ અથવા છાપરાં ઉપર માંરો, અને પછી દેખડાવો કે, જુવો માંરી જાદુનો ખેલ ! આએ રીતનો દેખાવ જોયાથી પેલો મણાંસ ઘણોજ અજાએબ થાશે; અને તમુંને જાદુગર જાણશે.

## ગરમ ચાહેનાં પ્યાલાંમાં ચમચીઓ ગેબ કરવાની રીત*

એક લોહોડાંનાં વાસણમાં અથવા મુસમાં આંઠ આંઉંસ બીસમઠ, અને બે આંઉસ શીશું, તથા ત્રન આંઉંસ કથલાઇ અને બે આંઉંસ મરકયુરી નાંખો, અને તેને ગાળીને એક રસ બનાંવો. એટલે એ ચાહરે ચીજો શાથે મલી જાઇને, એક જાતની ધાતુ ઉતપાણ થાશે. હવે આએ ધાતુની તમો નાંહની નાંહની ચમચીઓ બનાંવો. પછી એક પ્યાલાંમાં ગરમ ચાહે ઘનીજ ખડખડતી નાંમો અને તેમાં થોડાક સાકરનાં ગાંગરા નાંખો, હવે આએ ચમચી અને પ્યાલું એક અનજાણયાં અને પારકા શખશનાં હાથમાં આપો, અને કહોકે મેહેરબાંની કરીને આતલી સાકર ચાહેમાં દાવી આપો. જેવો તે બીચારો ચાહેમાં ચમચો બોરશે, તેવોજ ઘભરાઇને

પ્ર ાયબ જેવો થાઇ જાશે ! કારણ કે એ ચમચીએ
ેમ ચાહેમાં પીગલી જાઇને ચાહે શાથે મલી જાએછે
ી કાંઇજ દેખાતું નથી. ત્યારે પેલો માંણસ
ેમ સમજશેકે, કદાચ ચાહેનાં પ્યાલાંમાં ચમચી ડુ
બી ગઇ હશે ! માંટે હાથ ઘાલીને બાહાર કાહાડું !
હેવા વીચારથી તે પ્યાલાંમાં આંગલાં ઘાલી જોશે;
પણ જયારે તેને કાંઇજ દેખાશે નહીં, ત્યારે તો તે
ઘણોજ અજાયેબ થાશે ! અને વીચારમાંજ ઉભો રે
રેહેશે કે, ચાહેનાં પ્યાલાંમાથી શી રીતે ચમચી ગેબ
થાઇ ગઇ ! આએ વખતે ઘણીજ રમુજી પેદા થાશે !
વાંચનારાંઓ આએ અજાએબ જેવી ધાતુએ પોતાની
શકતીથી અને પોતાનાં નરમ ગુંણથી, ભોળા અને
વેહેમી લોકોને એથીબો વધારે વેહેમાંવીઆય. કાર
ણકે એ ધાતુને જે વખતે પીગલાવીને રસ બનાંવેછે,
ત્યારે તેનો દેખાવ હેવોતો ભયંકાર અને દાહુસ્તનાંક
દેખાયછે કે, ગોયા જાંણે કે ખરેખરૂં તાવેલું સીસું, અથ
વા લોહોડાંનો રસ હોય, હેવી રીતે દેખાયછે. પણ હેની
ગરમીતો ગરમ ચાહે કરતાંનબી ઓછીછે; આએ તકનો
લાભ જાંણીને કેટલાએક ઠગારાઓ, આગલા વખત
માં ઉકલતાં સીસાનાં રસમાં હાથ ઘાલવાને, તથા મોં
હડાંમાં લઇને કોગરા કરવાનો ઢોંગ કરતા હતા. અને
એ ઉપરથી ઘણાંએક લોકોને ઠગીને પોતાનું ગુજરાંન
ચલાવતા હતા. હેવું કહેછે, જીંજુરી નાંમનો એક
જંગલી પાલો ખેતરમાં ઉગેછે, અને તેનો રસ લગા

ડીઆથી હાથને અથવા મોહડાંને કાંઇપણ ઇજા થ
તી નથી. માટે આએ રીતથી પેલા ઠગારાઓને વ
ધારે ફાયદો મળ્યો હશે?

## મુગાં માણસને બોલાવવાની રીત*

વાંચનારાઓ મુંગાં છોકરાંને બોલાવવાને હેનાં જેવો સેહેલો ઊપાય કોઇજ નથી. જે માણસ મુંગું હોય, તેને તમારી આગલ બોલાવી લાવો; અને જો તેની ઉપર આએ ઉપાય કાંમે લગાડશો તો, જેને તમે એકવાર ઇસારતથી વાત કરતાં જોયો હશે, તેજ માણસ બીજીવાર તમારી સાથે મોંહોડે બોલીને વાત કરશે; અને બીજાઓને ઘણુંજ અજાયેબ જેવું લાગશે. અને તેઓ એવું ધારશેકે, આએ માણસને કોઇએ જાદુનાં ઇલમથી બોલતો કીધો હશે! કારણ કે એમ હોય નહાંતો, મુંગાંઓ બોલતાં થાએજ નહીં, હેવું ધારશે. બીલોરી કાચનાં બે ગોળ લખોટા અથવા દડી લેવો, અને પેલાં મુગાં માણસનાં મોહોડાંમાં દાંત અને ગાલની વચે રાખવાને ફરમાંવો; આએ લખોટાને છેક છેલા દાંત સુધી જવા દેવો, અને પછી તે માણસને નીચેના લખેલા અક્ષરો બોલવાને ફરમાંવો. આએ અક્ષરો ઘણાંજ મોટે અવાજે બોલાવવા; ક ખ ગ ઘ, ત થ દ ધ, તથા અ આ ઇ ઈ ઉ ૨; અને ત્યારપછી દરેક અક્ષરનુ

વાક્ય નીચે પ્રમાંણે કરીને મોટે સાદ બોલાવવું. કીકો કાકી કા કકે, કાકા કાકી કાંક, કંકું કકા કીકી કુકે, કાકા કોકો કાક. એવીજ રીતે દરેક બોલનું વાક્ય કરીને બોલાવવું, અને તે એવી રીતે કે; મુંગા માંણસને દરરોજ ઠંડા વખતમાં, ઇઆને સહુવારનાં તથા પાછલા પોહરે, એક રેતીની જગોમાં, અથવા ખોલ્લાં મેદાંનમાં ખુબ જોસથી દોડાવવાં. અને જેમ જેમ દોડાવતા જવું તેમ તેમ ઉપર તાંકેલા અક્ષરો પણ મોટે અવાજે બોલાવવા; એવીજ રીતે ઘણાંએક દહાડા શુધી કરવું. એટલે થોડા દહાડામાં તે માંણસ તોતડું બોલવા માંડશે, અને આગલ ચાલતાં સાફ અને ખોલલી રીતે બોલતાં શીખીને તમારો ઉપકાર માંનશે.

---

## આતસને હાથમાં લેવાની રીત.

થોડીએક ફટકી લેવો, અને તેને પાંણીમાં ઘસો; હવે આએ ફટકીને એક લુંગડાં ઉપર અથવા તો મોજાં ઉપર લગાડો; અને તડકાંમાં શુકાવા મુકો. હવે આએ ફટકી ચોપડેલાં લુંગડાંને અથવા મોજાંને તમારે હાથે વીતાલો, અને તેની ઉપર આતશનાં ગાંગરા મુકો, તોપણ તમારો હાથ કદીબી દાઝશે નહી, અને આતશનાં કોયલા થાઇ જાશે; અગરજો હેવીજ રીતે આખાં દીલ ઉપર આએ

રીતનો પોસાક વીતાલીને આગમાં જવાની હીંમત રાખશો તો, તે શેહેલથી બની શકશે. હેવીજ રીત કેટલાએક જાદુગરો આતશની મોટી ચેહેમાં પસાર થાઇને પાછા સલામત બાહાર આવતા હતા ! માંટે અનજાંણ્યાં લોકો હાવો દેખાવ જોઇને જાદુને કદી બી જુઠો માનતા ન હતા, પણ જીઆં શુધી તેઓ ને આએ હેબતનાંક અખતરાનો ભેદ જાણાંએ નહીં, ત્યાં શુધી તેઓની પકી ખાતરી થાએજ નહીં. પણ જેઓનાં હાથમાં હાવી ચોપડીઓ હશે, તેઓને જાદુનાં ઘોંગ સેહેજમાં જણાયા હશે.

---

## દીકાંદરમાં રૂપાનું ઝાડ ઊગાડવાની રીત.

એક દીકાંદરમાં આસરે ચાર દરાંમભાર નૈત્રેત ઓફ શીલવર નાંમો, હવે તેમાં થોડુંક વરસાદનું અથવા ટાંકાંનું પાંણી નાંમો; અને તેમાં બરોબર અઢી તોલા જીવતો પારો નાંખો; અને તે ડીકાંનદરને એકાંત જગોએ મુંકો. પણ સંભાળજો કે તેને કોઇનો આંચકો નહીં લાગે. અને જો સ્થીર રહેવા દેશો તો, થોડાવારમાં તે દીકાંનદરમાં પોતાની મેલે રૂપાનું ઝાડ ઉગી નીકલશે !! અને કોઇ પણ અજાયબથી જોશે કે, દીકાંનદરનાં સાંકડાં મોહોડામાં ઝાડને કેવી રીતે ઉતારયું હશે ?

---

## કાદવનાં કોડયાંમાથી દુધ કેમ ગેબ થાએછે ?

હમાંરાં શીઆંણાં વાંચનારાંઓ આએ નીચ લી હસવા જોગ કીરીઆઓથી કોઇપણ અનજાંણુ નહી હશે? અને વળી હેવી કીરીઆઓ ઘણું ક રીને પારસી લોકોમાં વધારે પસરેલી જોવામાં આવે છે. તેઓ દીવાલીનાં દહાડામાં કાલી ચઉદશને દહા ડે, કાદવનાં એક નવાં કોડીઆંમો થોડુંએક ગાયનુ અથવા ભેશનું દુધ નાંમીને પછી, ત કોડીઆંને રાતને વખત પોતાનાં માંલા ઉપરનાં કાતરીઆં ઉપર; વચોવચમાં મોહોભ અથવા ભારવતીઆની નીચે, એક ગોલ કુંડાલું પાડેછે, અને તે કુંદાળાંમાં ચોક પુરેછે; ત્યારપછી લોબાંન ધુપાવીને પેલાં કોડયાંને મુંકેછે. અને બાહારથી બારણું બંધ કરીને તાલું પણ દીએછે! હવે સહવારનાં પોહોરમાંજ બારણું ઉંગાડીને જુવેછે, તો કોડીયાંમાં દુધ નહીં મલે! વાંચનારાંઓ તમે જાંણોચ કે નહીં ? એ દુધ કહ્યો ભુત આવીને પી જાએચ? નહીં નહીં! તેઓ કાંઇ એમ નથી કેહેતાજે, એ દુધ ભુત માંમાં, અથવા ડાકણ ચુડેલ, કુવામાંનાં પરીયાં, અથવા ઘરમાંની લક્ષમીબાઇ માંતા આવીને પી જાએચ. ! પણ તેઓએ તો કાંઈ જુદોજ વીચાર બાંધેલોછે ! અને તે કહ્યો વીચારછે ? તે હમાંરા વાંચનારાંઓને જાહેર

કરીએ છીએ; કે જેથી પુરતી રીતે સમજાણમાં આવ શે. તેઓ હેવું ધારેચકે, એ દુધ આપણાં ઘરમાંનો નાંગ રખેવાળછે, તે આવીને પી જાયેછે! અને ઘરધણીને આસીરવાદ દીએછે! અને જો નહીં મુંકેતો સરાપ દીએછે! કે જેથી તેઓને ઘણુંજ નુકશાંન થાએછે! હેવી રીતે વેહેમ કરીને બીચારાંઓ દર વરશે નકાંમી પણ એક ખરેખર હશાવા જોગ માંથાંકુત કરેછે. હવે વાંચનારાંઓ તમો પોતે વીચાર કરોકે, જ્યારે આપણે કાદવનાં તદન નવાં કોડયાંમાં પાણી નાંમીએ છીએ, ત્યારે તેમાંથી પણ પાણી ગેબ થાઈ જાએછે. ત્યારે આખી રાત મલી ને કાદવનાં કોડયાંમાંથી દુધ સોસાઈ જાએ, તેમાં શુ નવાઇછે? માંટે શાંને વાસતે તેઓ જુંનાં અને પાંણીમાં ભીજવી રાખેલાં કોડયાંમાં દુધ નથી મુકતાં? નવાં કોડયાંની શું ગરજછે? અથવા તેઓને કોઇ બી દહાડે નાંગ માંમાએ નાં કહ્યુંચ કે? હમો જુ નાં કોડીયાંમાંનુ દુધ નથી પીવાનાં! અને નવાં કોડયાંમાં મુકશો તોજ પીવાનાં! અરે હાહા!! એક જણને ઘેર જુનાં કોડયાંમાંનુ દુધ પીવાને નાં પાડયું હતું! હવે વાંચનાંરાઓ હમાંરી વાતને ધ્યાંન ધરીને સાંભળજો. ભાઘચોઘડીએ એક બાએડીએ જુ નાં કોડયાંમાં દુધ મુકયું, અને સહવારે ઉઠીને જુવે છેતો; કોડયાંમાનું દુધ જેમનુતેમ! અને કોઇએપણ હાથ નહીં લગાડેલો; ત્યારે તેણીએ પોતાની પડોશ

નને દેખાડયું. ત્યારે પેલી હુશીયાર અને વેહેમમાં પંકાએલી પડોશને ભુલ ભાંજીને કહ્યું કે; તમો શું વાંરે કાંમનાં કરતાં ! એતો જુનાં કોડયાંમાં દુધ મુકયુંચ, તેથી રૂશાઇને પાછા ચાલી ગયાચ ! જુવોને મારા ઘરમાંનું નવું કોડયું હતું, તેથી બધું પી ગયાચ ! ! હવે વાંચનારાંઓ તમારે જાંણવું જોઇએ કે, ત્યારથી તે આજ દીન સુધી બધાંઓ તદન નવાં કોડયાં લીએછે. પણ ગાવદી જેવાં સમજતાં નથી જે, દુધતો કોડયાંમાં શોસાઇ જાએચ; અને બીચારા નાંગ મામાને તો આપણે જુડા બદનાંમ કરીએચ ! માંટે હેવાં વેહેમો હવે જલદીથી છોડી દેવા જોઇએ.

## હાથમાંથી પાંણી કહાડવાની રીત.

આએ એક ધનોજ નજીવો અખતરો છે, પણ એ ઊપરથી કોઇવાર ઘણાંએક ઠગારાઓ ભોળાં લોકોને ઠગીને; તેઓને મોટી અજાયેબીમાં નાંખેછે! હેવા ઠગારાઓ પોતાની પાશે વાદળીનો એક નહાનો કટકો પાંણીમાં ભીજવીને, જમનાં હાથની બે આંગલીઓ વચે છુપાવી રાખેછે. અને પછી મોહોલાઓમાં ગોંશાંઇ બાવાનો વેસ લઇને ભીખ માંગતા ફરેછે. જે માંણસ હેવા ઠગારાઓને ભીખ આપે છે; તેજ વખતે આએ ઠગારાઓ પોતાનો હાથ દા

બીને નીચવેછે; એટલે હાથમાંથી પેલી વાદલી માંહે
લું પાંણી નીકલી પડેછે; કે જેથી પેલા ઠગારાઓ
એમ બોલેછે કે, સાંઇ ! ભગવાંન તુંમેરા ભલા કરે
ગા ! આએ રીતનો અજાયેબ જેવો દખાવ જોઇ
ને પેલાં ઘરમાનાં માંણસો ઘભરાઇ જાએછે ! અને
તેઓ હેવું ધારેચકે, આએ કોઇ જબરો જાદુગરછે !
માટે એ જે માંગે તે આપીને એને બહાર કહાડવો
જોઇએ; અગર નહીંતો કે એ કાંઇ કરી મુકશે ! !
એટલે પેલા લુચાઓને જબરો તડાકો પડેછે ! અને
જેમ ધુતાએ તેમ ધુતીને ચાલી જાયેછે. હેવા ઠગા
રાઓ આએ શેહેરમાં તો થોડાજ છે, પણ બીજાં
ગાંમડાંઓમાં તો, તેઓ આએ અખતરાનો મોટો
વેપાર કરેછે, કે જેમાંથી તેઓને પૈસા અને મોટુ
માંન મલેછે ! !

## ઝાડને મુંઠ માંરવાની રીત.

વાચનારાંઓ એક નહાંનું જેવું ઝાડ ઉગેલુ
હોયે, ત્યાં રાતને વખતે જાઇને ઝાડની આગલથી
થોડોએક ઉંડો ખાડો ખોદો; અને જયારે તે ઝાડનાં
મુલીઆં દખાયે, ત્યારે તે મુલ્યાં ઉપર થોડોક પૈરાલી
ગનિક આસીડ અથવાતો શલફ્યુરીક એશીડ નાંખો;
અને પછી જલદીથી મતોડું એકઠું કરીને ખાડો
પુરી નાંખો; અને જેવી હતી તેવી જમીન શર

ખી કરો. હવે બીજે દહાડે સહવારનાંજ કોઇને કહો જે, આએ ઝાડને મેં મુંઠ માંરીચ, તથી એ આઠ દહાડામાં શુકાઇને મરી જાશે !

પણ બરાબર આઠ દહાડામાં તે ઝાડ સુકાવા માડશે, અને મરી જાશે. કે જેથી તમારૂં કહેલું ખરૂં પડશે ! હેવો દેખાવ જોઈને કોઇ માંણસ એવું ધારશે કે, કોઇ નવો શીખાઉ હશે, તણે પોતાની જાદુ અજમાંવવાને માંટે આએ ઝાડને મુંઠ મારી હશે ! કારણ કે ભોળા લોકો હેવું સમજેચ કે જેઓ જાદુનો ઇલમ શીખેચ; તેઓ શીખી રહીને પેહેલી અજમાંએશ ઝાડ ઉપર કરેછે ! અને જયારે તેઓ ઝાડને માંરી નાંખીને શુકવી નાંખેછે, ત્યાર પછી દુનીઆમાં જાદુગર કહેવાચેછે ! જે પ્રમાણે વીદ વાંનો કોલેજમાં પરીક્ષા આપીને પસાર થાએછે, તેજ પરમાંણે ઠગ જાદુગરો પેહેલી પરીક્ષા ઝાડને આપેછે ! અને પોતે હેવાં કાંમમાં પસાર થાએલો હોચે, હેવું ભોળા લોકોને શાબેત કરી આપેછે !

## મુઠ ઊતારવાની રીત, અથવા લીંબુમાંથી લોહી કહાડવું.

તમાંરી છરીનાં પાંનાં ઉપર, કપાસનાં અથવા રૂનાં ઝાડ ઉપર રાતાં ફુલ થાએછે, તેનો રસ નીચવી કાડીને ચોપડો. અને તેને સુકાવા દેવો, એવીજ

રીતે ત્રન ચાર વખત લગાડીને શુકવો, અને પછી એક લીંબુ લઇને કાપો. એટલે તેમાંથી સફેદ રસને બદલે રાતો લોહી જેવો રંગ નીકલશે ! હમાંરા વાંચનાંરાઓને આએ એક ઘણોજ નજીવો અખતરો લાગતો હશે ? પણ જેઓ એને વીશે પોતાનું હેવું મત આપશે, તેઓ ખરેખર એક મોટી ભુલ કરશે ! કારણ કે હાલનાં વખતમાં એટલાંની ઉપર મુંખ્ય જાદુગરો પોતાને શત્તા ચલાવેછે, કે જેનો પરપોટો થોડાજ વારમાં બેસી જાશે. અને જે પ્રમાંણે શેરશત્તાનાં શેનાંપતીઓ પોતાનાં વખતમાં અનજાંણ્યાં લોકોને ઠગીને, જાહોજલાલીથી માંન લેતા હતા : અને પાછલથી તેઓની કરણીનાં ફળ ચાખતા હતા; તેજ પ્રમાંણે હેવા જાદુગરો ઉપર આએ ચોપડોનું ઓચીતુ વાદળ ફરી વલીને, તેઓની ઠગાઈને એકદમ ધાંકી નાંખશે. કે જેથી તેઓની કીરતી આએ વાદલનાં અંધારા ગારમાં દતાઇ જશે ! !

## મુસાફરીમાં આતસને રાખવાની રીત*

વાંચનાંરાઓ મુસાફરીને વખતે જરૂર કરીને, પેહેલી અગત આતસની પડેછે. અને તેવી ગરજ તાળવાને મુસાફરો પાસે ઘણી જાતની કળા કીધેલી હોય છે; આટલુ છતાં પણ કોઇવાર બીચારા ગરીબ મુસાફરો ફસી પડેછે! અને જયારે જોઇએ, ત્યારે વખતસર આતશ અને દીવો મલી નથી શકતાં, તેઓ ઘણું કરીને

પોતાની પાસે માંચીસ અથવા ચકમક, તથા કોઈ વાર આગયા કાચ વાપરેછે. પણ તેઓને હેમાં કાંઇ ઝાઝો ફાયદો મલતો નથી. કારણ કે માંચીસ કોઇ વખતે હુવાઇને દગો કરેછે, આગીયા કાચો સુરજ નાં તડકાં વગર રાતને વખતે નકાંમાં થાઇ પડેછે ! અને ચકમક, રૂ તથા તીખાં લોહોડાની અગત પાડેછે; અને એ શીવાએ બીજી ઘણી અડચણો નડેછે. પણ જો તેઓ નીચે પરમાંણે કરશે તો તેઓને કોઈબી વખ તે, અને વગર મેહેનતે આતસ તથા દીવો મલી આવશે. એક બાતલીમાં થોડોએક સલફરીક એસીડ નાંમવો, અને તેમાં એક કટકો ફાસફરસનો નાંખી ને જલદીથી મજબુત બુચ મારી લેવો. હવે જ્યારે આતસની ગરજ પડે ત્યારે, પેલો બુચ ઉગાડોને બાતલીમાં એક ઘાસનું તંખુ અથવા દેવદારની શળી બોરી કહાડશો, તો તે જલદીથી સળગી આવ શે. એ વતરોગે આએ બાતલી કોઇ જંગલી જાંનવ રોને નસાડી મુંકવાનાં કાંમમાં ઉપયોગી થાઇ પડશે!! કારણ કે જ્યારે તેઓને બલતાંનું ભડકુ દેખાયેછે ત્યારે તેઓ જીવ લઇને એકદમ નાંહશી જાએછે. ! !

## ઝેહેર ઓકાવવાની રીત.

હમારા પીયારા ભાઇબંધોને હમારી આએ અરજ કેહેવાને વધારે જરૂર જણાંઇછે. એટલાં માંટે હમો હમારા દરેક વાંચનારાઓને મજબુત ભલાંમન કરી

એચ કે, તેઓએ પોતાનાં ઘરમાં આએ ઇંગ્રેજી દવા ઇ જરૂર કરીને રાખવી જોઇએ; કે જેનું નાંમ (શલફેત ઓફ ઝીંક) કરીને છે. કારણ કે એ દવાઇ, દાકતરો કોઇબી જાતનાં ઝેહેર ઓકાવવાનાં કાંમને માંટે વાપડેછે. અગરજો કોઇ માંણશો જાંણી જોઈને અથવાતો અનજાંણપણે કોઇબી જાતનું ઝેહેર અથવા અફીમ ખાધું હોએ તો, જલદીથી આએ દવાઇની થોડીએક ભુકી કરીને, ગરમ પાંણીમાં દાવીને પાઇ દેવું. હેવી રીતે કીધાથી તે માંણસ જલદીથી વોમીત કરીને, ઝેહેરને પોતાના આગમાંથો બાહેર કહાડી નાંખશે. માટે હેવી વખતે ગભરાવુ નહી જોઇએ. પણ અગરજો દાકતરને આવતાં વખત લાગેતો; જલદીથી એ ઉપાએ કાંમે લગાડવો. એટલે તે માંણસનાં દીલમાં ઝેહેર પચી નહી જાશે. અને વળી તેનો જીવ પણ બનચશે. આગલા વખતમાં, એટલે કે જે વખતે ઇંગ્રેજી દવાઇ હસતીમાં નહી હતી, તે વખતે હકીમ લોકો હેવી દવાઇઓ ઘણું કરીને ખોલી રીતે વાપડતા નહી હતા. પણ એનો ઉપયોગ કાંઇ જુદીજ રીતે કરીને ભોળા લોકોને વેહેમમાં નાંખતા હતા. જીયારે કોઇ માંણસને ઝેહેર લાગુ હોએ ત્યારે; એ હકીમો નીચે પરમાંણે કરીને ભોળા લોકોને ભમાંવતા હતા. પેહેલાં તેઓ આએ દવાઇનુ (શોલ્યુશન) † બનાવતા હતા. અને તેમાં

---

† પીઘલાવેલું પાણી.

એક જાદા કાગજનો કટકો રાખી મુકતા હતા. અને તે કાગજનું એક તાવીજ બનાંવતાં હતાં; કે જેની આકૃતી ૧ હમોએ હમારી શંખીઆઇ જાદુમાં આપેલી છે. જીઆરે તે કાગજ શુકાઇ રહે, ત્યારે તેની ઉપર વેહેમ આપવા સારૂં કાંઇએક ઓઝો ફારસી હરફ લખતા હતા. તીઆર પછી તેઓ જેહેર ઉતારવાની ઘોંગી કીરીઆઓ પણ કરતા હતા! અને પછી એ તાવીજને લોબાંનની ધુંઇ આપીને પાંણીમાં દાવીને પાતાં હતાં! હેવી રીતે તેઓ જેહેર ઓકાવતા હતાં, પણ તેઓનું ભેદ ભરીયું કપત કોઇનાં જાણયામાં આવતું નહી હતુ. શારી શતાથી હેવું સાબેત થાએચ કે, તેઓ કોઇ વાર કેટલીક દવાઇઓનાં અરક બનાવીને ઉપર પ્રમાણે કપત કરતાં હતા; કે જેથીજ જાદુનું નાંમ આજદીન શુધી આસકારા રેહેલું છે !!

## હજરત ભરનારાઓની ઠગાઇ ! !

હમાંરાં પ્યારા વાંચનાંરાઓ, પેલા હજરત ભરનારાઓનાં નાંમથી તમો કોઇ પણ અંણજાંણ્યા નહી હશો? પણ જો તમો કદાચ તેઓને નહી જાણતા હોવો તો, હમો તમુને જણાંવીએ છીએ. હજરત એટલે શું? તે તમો જાંણોછો કે નહી? હવે

---

૧ જુવો તાવીજ તરીજું

તમો હજરતની ઉંડી અને અંધારી પોરનો ભેદ જાણવાને ઇછતા હોવો તો; હમાંરી વાતને ધ્યાન ધરીને સાંભલજો. જીઆરે કોઈ ઘરનાં કુટુંબમાંથી એ ત્રન હજારની ચોરી થાએછે, અને તે કોંણે ચોરી કાધીચ ? તે માલમ નહી પડતું; ત્યારે તેઓ તે માંણસનો ચેહેરો જાદુનાં ઈલમથી જોવાને માંગેછે! ! તે વખતે કેટલાએક ઠગારાઓ જે ધોંગી કીરીઆ ઓ કરેછે, તેહેને હજરત કરીને કહેછે ! અને વળી હેવી કીરીઆ કરનાંરાઓ ઘણું કરીને મુસલમાન જ્ઞાતનાં હોયેછે. તેથી આપણાં વેહેમી લોકો હેવો વેહેમ લાવેચ કે, એ લોકોને હજરત શુલેમાન નામ નો પેગમબર આવીને ચોરનો ચેહેરો ખરેખરો પા ડી આપેછે !! હવે એ ઠગારાઓ કેવી રીતે એક ચોકસ માંણસનો ચેહેરો પાડેછે ? તે હવે હમારાં વાંચનાંરાઓને શેહેજમાં જણાઇ આવશે. પણ હેનું છુપું કપત એટલું તો ભરમમાં દતાએલુંછે કે, કોઇ વાર જાદુનાં નામનો ઇનકાર કરનારાઓ પણ અચ રત થાઇને પોતાનું માથું પાછું ફેરવીને, જાદુને ખરૂ માંનેછે ! ! હવે હમારા વાંચનારાઓ તમોએ જે પ્રમાંણે, હમારા પાછલનાં અખત્રાનો ભેદ જાણીને, દરેકનો એલકાબ લીધોચ, તેજ પ્રમાંણે તમાંરીથી કાંઈ હજરત ભરનાંરાઓનો એલકાબ નહી લેવાશે ! કારણ કે એ કાંમ ઘનુંજ બીકટછે ! એટલું છતાંપણ તમુને એકાએક એ ખેતાબ મલવો મુશકેલછે ! કાર

ણ કે હજરત ભરનાંરાઓનો ખેતાબ લીધા આગમ
ચ. તમુને એક અછા ચીતારાનો ધંધો શીખવો પડ
શે ! ! અને જીઆરે તમો એ ધંધામાં ફતેહ પાંમ
શો ત્યારેજ તમો એક હજરત ભરનારને નામે ઓલ
ખાશો ! † આગલા વખતનાં હજરત ભરનાંરાઓ એટ
લાતો હુશયાર અને ચબરાક હતા કે તેઓ હાથની
હથેલીમાં, અથવા કોઇ વારતો અંગોથાનાં નખ ઊ
પર પણ આદમીનો ખરો ચીતાર ચીતારતા હતા ! !
માંટે હાલનાં વખતમાં કદાચજ માણસનો ખરો ચી
તાર એક કાગજ ઊપર પાડીને દેખાડેછે; અને જો
તેઓને ચીતાર પાંડતાં નહી આવડતું હોયેતો, તેઓ
સેહલાઇથી એક ચોકસ માંણસનું નામ લખીને દે
ખાડેછે. જે વખતે આપણાં વેહેમી લોકો હેવા ઠ
ગારાઓને પોતાનાં ઘરમાં બોલાવેછે, તેજ વખતે
તેઓ પોતાનું કાંમ નકી કરેછે. અને ઘરમાં આવીને
દરેક આદમીનો ચેહેરો જોઈ લીએછે, તથા છુપી
રીતે તેઓનાં નાંમ પણ જાંણી લીએછે; અને ત્યા
ર બાદ બધી હકીકત સાંભલી લીએછે. અને પોતાની
ચાળાકીથી ખરો ચોર કોણ હશે ? તે જાંણી લેછે.
હેવીજ રીતે તેઓ પોતાનું કાંમ નકી કરી જાયછે.
અને તે વખતે હેવું બાંનું લાવેછે કે, (બાઇ ! આ
જ દીનતો કાંમ નહી બનેગા ! !) હંમ આદીત
વારકે દીન આએગા, જબ હમેરા હજરત પીરકે
ઇલમશે, તુમેરા ચોરકા ચેહેરા ઓર ઉશકા નાંમ

---

† હેવું ભોળા લોકો માંનેછે !

લીખ દયગા ! ! હેવું કહીને તેઓ જલદીથી પોતાને ઘેર જાએછે. અને એક કાગજનાં કટકા ઉપર, (મોયુરેટ ઓફ કોપર) પીઘલાંવેલાં પાંણીથી, અથવા તો કાંદાનાં રસથી, માંણસની એક ખરી મુરતી પાડેછે !! આએ દવાઇમાં હેવો ગુંણ હોએછે કે, જ્યારે તે શુકાએછે ત્યારે કાગજ ઉપર કાંઇજ દેખાતું નથી. પણ જે વખતે તેને આતસની ગરમી લગાડેછે, તેજ વખતે એજગબી રીતે દેખાઇ આવેછે! હેવી રીતે પેલા ઠગારાઓ પોતાનું કપત તૈયાર કરીને આવેછે ! અને ઘરમાં આવીને બધાં માંણસને એક ગોળ કુંદાલાંમાં બેશાડેછે. ત્યાર બાદ વેહેમ આપવા સારૂં તહરેવાર રીતની ઘોંગી કીરીઆ કરે છે. ! અને પછી કાંઇએક પોતાનાં મનમાં બબડીને આતસ ઉપર લોબાંન નાંખીન ધુંમાડો કરેછે. અને તે ધુમાડા ઉપર પેલું કાગજ પકડેછે, એટલે આતસની ગરમીથી પેલી મુરતી અને નાંમ જણાઇ આવેછે !! આએ રીતનો દેખાવ જોઇને બધાંઓ અજાયેબ થાએછે ! પણ કોઇવાર આએ લુચા ઠગારાઓ, હેવોતો ખોટો ચીતાર ચીતરી લાવેછે કે, આએ દુનીઆમાં અને પાતાળમાં શોહોધ કરે, તોબી તેવા ચેહેરાનો માંણસ નહી મળી શકે !! ત્યાર પછી પેલાઓ રૂપીંઆ લઈને ચાલી જાએછે. અને બાપડા વેહેમી લોકો પોતાનાં ખરા ચોરને પોતાની નજર આગલ પડતા મુકીને, પેલુ કાગજ લઇને ગાંમે ગામ રખડે છે ! પણ અફસોસ !! તેઓને પેલી કાગજ ઉપરની મુરતી વાળો માંણસ તે કયાથી જડે?

# એકજ વાકયનાં બે ભેદ થાયે, તેહવા દાખલાઓ.

| | |
|---|---|
| , રશાયણ વીધ્યા | , એનાં ખાઆસને |
| , શરવે કોઇમાં | , દલીલ ગાર |
| , તયેશમાતી | , લખનારે |
| , મતીથી | , જીવજંતુ નથી. |
| , ઉહીતચ | |

| | |
|---|---|
| , બાહાદુરીથી | , એબીશીનીઆ |
| , લખચુંચ | , બીડામના |
| , ગીતમાં | , શીશીઓથી |
| , રમઝુંઝું | , નીત્ય |
| , નાંમ | , આસકારાછે. |

| | |
|---|---|
| નેપોલીઅન તીજો, | , નેપોલીઅન તીજો |
| નેપોલીઅન સી, | , પોપની આબરૂને |
| નેપોલીઅન, | , લીધે બીજાઓ શાથ |
| નેપોલીઅ, | , અમશયોજ કડવી |
| નેપોલી, | , નજર રાખતો હતો. |
| નેપો, | , તીઆરથીજ પોતાની જાંણવા |
| ને, | , જોગ લડાઇમાં ફાવ્યો નહી. |

| | |
|---|---|
| , શુરજ | , એલચી |
| , રબર | , લવંગ |
| , જરાણ | , ચીગત |

# વિરામ ચિન્હો; અને તેની સમજણ.

, કોમ્મા, તે થોડા વિરામનુ ચિન્હ.
; સેમીકોલન,તે વધારે વિરામનું ચિન્હ.
० ફુલ, અથવા પીર્યદ,તે પુરા વાકયનુ ચિન્હ.
: અરધું વાકય.
? સવાલ અથવા પ્રસ્નનું વિરામ ચિન્હ.
! આશ્ચર્યનું વિરામ ચિન્હ.
-- વાકય ખંડનનું વિરામ ચિન્હ.
( ) કુડલી તે મધ્ય વાકયનું વિરામ ચિન્હ.
* † ‡ § ઈત્યાદીક ટીકાઓના અથવા નોધનાં ચિન્હ.

## † ત્પેર્વા ત્મવ.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | ૩ | ૯ | ૧૫ | ૧૬ |
| ૧૪ | ૨૦ | ૨૧ | ૨ | ૮ |
| ૧ | ૭ | ૧૩ | ૧૯ | ૨૫ |
| ૧૮ | ૨૪ | ૫ | ૬ | ૧૨ |
| ૧૦ | ૧૧ | ૧૭ | ૨૩ | ૪ |

તાવીજ ૨ જું.

આબરાકા દાબરા,
આબરાકા દાબ,
આબરાકા દા
આબરાકા ,
આબરા ,
આબ ,
આ ,

તાવીજ ૧ લું

તાવીજ ૩ જું.

તાવીજ ૪ થું.

| | | |
|---|---|---|
| ૮ | ૧ | ૬ |
| ૩ | ૫ | ૭ |
| ૪ | ૯ | ૨ |

† તાપનાં તાવીજો.

# આગલા વખતમાં તાપની દવાઈ શું હતી ?

વાંચનાંરાઓ હાલનાં વખતમાં તાપની દવાઇ શુ છે? અલબતાં સરવેનાં મોહોડાંમાંથી એકજ રોત નો જવાબ મલશે કે, કુઇનાંન, કુઇનાંન, અને કુઇ નાંન !! પણ આગલા વખતમાં તો કુઇનાંન તે શુ છે? અને તે કયાં મલતું હશે ? હેવો ખ્યાલ તો કોઇનાં શવપનાંમાં પણ નહી હતો ! પણ ત્યારે, વાંચનાંરાઓ તમો જાંણોચ કે નહી? આગલા વખ તનાં લોકો તાવની ઉપર કહી રોતની દવાઈ વાપ ડતા હતા? અરે હા ! તેઓતો એક ઘણીજ રમુજી દવાઇ વાપડતા હતા ! અને તેનાં નાંમથી હમારા શીઆંણાં વાંચનાંઓ અનજાંણ્યાં નહી હશે ? અને કોઇજ અનજાંણ્યું હશે, માંટે હવે હમો જાહેર કરી ને હમારાં વાંચનાંરાઓને ગમત આપીએ છીએ, કે જેથી આગલા વખતનાં લોકોનું ભોલાપણું જણાં ઇ આવશે ! † આગલા વખતમાં એશીરીયન લોકો તાવની ઉપર એક જાતનું તાવીજ બનાંવતા હતા કે જેનો આકુતી હમોએ પેહેલાં તાવીજને નાંમે આપેલીછે. તે લોકો, આબરાકાદાબરા એટલા બો લોને ઉપર બતાવ્યા પ્રમાંણે ત્રીકોન આકારમાં લખ તાં હતા. અને પછી જે માંણસને તાપ આવી

† જુવો બીટન્સ ડીકસ્નરી—નું ૧ લું પાંનું.

હોયે, તેનાં ગલાંમાં આએ તાવીજ બાંધી રાખતા હતા ! અને આઠ દહાડા શુધી આએ તાવીજની એક ચોડી બનાંવીને પાંણીમાં દાવીને પીતા હતા!! અને એ પ્રમાંણે જીંહા સુધી તેઓનો તાપ જાયે. ત્યાં શુધી ગલાંમાં બાંધી રાખતાં. અથવાતો પાણીમાં દાહોવીને કઇનાંનને બદલે પીતા હતા ! આએ રીતનો હસવા જોગ વેહેમ ઘણુ સુધી ચાલયો હતો. પણ તે વખત તો જાંણે ભોળા લોકોનો હતો : તેથી તેઓ હેવું કરતા હતા ! પણ જ્યારે હાલનાં શુધરેલા વખતમાં આપણાં લોકો જાંણી જોઇને તેથીબી વધારે વેહેમ રાખીને હશાવા જોગું કરેછે; ત્યારે હમો બોલવાને વધારે છુટ લઈએ છીએ. તમો હેવો વીચાર નાં લાવતા કે, હાલનાં લોકો કાંઇજ નથી કરતા! પણ જયારે તેઓને ઘણીજ તાવ આવેછે, ત્યારે તેઓ કોઇવાર દવાઈ દારૂ મુકી દઇને, જલદીથી બ્રાંહ્મનોને ઘેર, અથવા તો જોતીશોને ઘેર દોડી જાયે છે! ત્યારે તેઓ એક કાગજનાં કટકાં ઉપર, ઉપર બતાવીઆ મુંજબ એક તાવીજ બનાંવી આપે છે. કે જેનો વીચીતર દેખાવ, હમોએ બીજાં તાવીજને નાંમે આપેલો છે.

અને હેની અંદર જે પ્રમાંણે આંકડાં માંડેલાછે, તેજ પરમાંણે, તેઓ શાનશાકુરત ભાશામાંથી લખી આપેછે! અથવા કોઇ વેલાએ ફારસી ભાશામાં લખો આપેછે ! પણ ગુજરાતી ભાશાંમાં તો તે

ઓ કદાચજ લખેછે!! હેવી રીતની બે ચીઠીઓ લાવેછે અને એકને પાંણીમાં દાહોવીને પીએછે. તથા બીજીને આતશ ઉપર મુકીને બાલેછે! અને પછી તેનો ધુંમાડો પોતાનાં આંગ ઉપર લેછે! હેવી રીતની નકાંમી માંથાંકુટ કરેછે! અને પછી દુખી થાઇને તેથીબી વધારે વેંહેમ પકડેછે. હવે તમો જુવો કે, એ તાંવીજની અંદર શું છે? કાંઇજ નહી! પણ ફકત છ લાંઇન ઉભી, અને છ લાંઈન આડી ડોરેલીછે; અને તેનાં ૨૫ ખુનાં પાડેલાંછે. અને તેમાં એકથી તે ૨૫ શુધીનાં આંકડાઓને જુદા જુદા ખાનાંઓમાં ગોઠવેલાંછે. અને તેઓએ પોતાની કુશળતાથી હેવી રીતે ગોઠવીઆચ કે, આપણે જયાંથી સરવાલો ગણશું ત્યાથી બરાબર (૬૫) પાંસઠનોજ જવાબ મલશે!! હવે જયારે તે લોકો આએ આંકડાંને ફારસી ભાશામાં લખેછે, ત્યારે આપણાં ભોળા લોકો એ અખશરોને જાદુઇ તરીકે સમજેછે!!

અને હેવી રીતે ચીઠી લખી આપીને; તેઓ કોઈવાર બે આંનાં પાવલો, અથવા કોઇવાર આઠ આનાં, અને વળી કોઇ વેલાએ દાવ ફાવતે ધુતીને પાંચ શાત રૂપીઆ પણ ઓકાવેછે!! વાંચનારાઓ હવે જરા તમારૂં દયાંન પેલાં નાંહનાં અને ચોથાં તાવીજ ઉપર ખેંચસો તો, તે તમુંને ઘણુંજ રમુજી દેખાશે! કારણકે એતો આખા હીંનદુશથાંનમાં તેમજ દુનીઆંનાં ઘણાંએક બોહોળા ભાગમાં પ્રખ્યાત

થાએલુંછે ! અને દરેક કોમનાં લોકો એને ઘણુંજ કીમતી ગંનેછે !! કારણ કે કોઇવાર એતાવીજને ઘણુ કરીને નીચલાં કાંમમાં લાવેછે. એક પીતળનાં પતરાં ઉપર અથવા પથરની તખતી ઉપર, આકુતીમાં બતાવ્યા પ્રમાંણે ચોથું તાવીજ કોતરાવેછે. અને તે નાંહનાંથી તે મોંહટાં માંણસો વતીક પોતાના ગળાંમાં પેહેરેછે ! હવે તેનો શું ફાયદો તેઓને માલમ પડેછે? એકતો એકે, તેઓ ઘડી ઘડી ઘણાં આજારી નહી પડે ! અથવા કોઇની નંજર નહી લાગે !! અથવા તો કાંઇક ઉતારની ઝપટમાં તેઓ આવી નહી પડે !! અને સરવેથી મુખ્ય ફાયેદો, તેઓને ધંધો રોજગારમાં મલેછે. વાંચનારાઓ તમોને કોઈવાર એ તાવીજ વેપારીઓનાં ખાંતાં પાડેલા ચોપડા ઉપર પેહેલેજ પાંને જણાંશે ! કારણ કે તેઓ હેવું સમજેછે કે, એ તાવીજ આપણી પાસે રાખ્યાથી આપણી રોજી વધેછે ! એટલા કારણ ઉપરથી એ તાવીજ વેહેંમીઓને મનશે ઘણુંજ ઉપયોગી છે ! એ તાવીજ માંહેલાં આંકડાં ગોઠવવાને, તેઓએ કાંઈ પોતાની ઓછી કુશળતાં વાપડેલી નથી. કારણ કે હેમાં પણ એક ખુબીછે, કે આપણે જયાંથી સરવાલો ગનશું ત્યાથી આપણને બરાબર ૧૫ નોજ જવાબ મલશે ! હવે આપણને પેલાં વીચીતર દેખાવનાં ત્રીજાં તાવીજની તપાસ કરવાની બાકી રહી છે. જુવો હેનો દેખાવ પણ જુદોજ છે. અને હે

નો ઉપયોગ પણ જુદોજ છે. એ તાવીજનો ઘણું કરીને પુરવ કાળનાં ઇરાંની હકીમો ધંધા રોજગાર નો વધારો કરવાને કીજે બનાંવી આપતા હતા ! પણ હેની કીરીઆતો કાંઇ જુદીજછે ! પેહેલાં એ તાવીજને ઉપરની આકૃતીમાં દેખાડયા મુંજબ, કાગજ ઉપર લાલ રંગનાં અક્ષરે ઉતારેછે. અને તેમાં કોઇ વાર જંદ ભાસાનાં તથા એરેબી ભાશાનાં કાંઇક બે લોં લખતા હતા ! હેવી રીતનું તાવીજ કરીને, ત્યાર પછી તેનું માંદરયુ બનાંવતા હતા ! અને પોતાની કંમર ઉપર હમેશાં બાંધી રાખતા હતા !! ત્યાર પછી એ તાવીજને ૪૦ દહાડા સુધી લોબાંનની ધુંઇ આપતા હતા !! અને પછી પોતાનો રોજી વધશે, હેવું ધારતા હતા ! અને એ ત્રીજાં તાવીજની ઉપર, તથા ચોથાં તાવીજની ચાહુરે બાંજુએ, બંદગીમાં કાંઇક લખેલું હોયેછે ! ચોથાં તાવીજની આસપાસ, એટલે ચાહુરે બાજુએ મુશલમાનોનાં કોરાંન માહેલા થોડા એક બોલો લખવામાં આવેછે, તેમજ કોઇ વાર તીજાં તાવીજની ઉપર જંદ અવશતાની બંદગી માહેલા થોડાક બોલો ટાંકેછે. હવે તમાંરે જાંણવુ જોઇએ કે, પેલું નહાનું અને મોટું તાવીજ બે ભાગમાં વેંહેચાયલુંછે. એટલે કે જે વખતે પેલા બ્રાંહમનો અને જોતીશો લખેછે, ત્યારે તેઓ ઘણું કરીને પોતાની શાંનશાકુરત ભાશામાં લખેછે. પણ તેઓને કાંઇ મુશલમાંનોના કોરાંન માહેલી બંદગીનાં

ઓલો લખવાની જરૂર જણાતી નથી ! પણ જ્યા રે મોગલાઈ હકીમો તથા હજરત ભરનારાઓ એ તાવીજ બનાવેછે, ત્યારેજ તેઓ કોરાન માંહેલા ઓ લો લખેછે ! કે જેનો તરજુંમો ગુજરાતીમાં ઘણો જ હસવા જોગોછે ! !

પણ વાંચનારાઓ આએ જગો ઉપર લખવા ને હમોને દરૂસ્ત લાગતું નથી. કારણ કે ભોળા "અને વેહેમીઓનો વેંહેમ ઉગાડીને, તેઓનાં દીલ દુખાવવાં, અને વાંચનારાઓને ગમત આપવી: કે માં કાંઈ સાર મલતો નથી. માંટે હવેથી તેઓ પો તાનો વેહેમ છોડી દેશે, અને તેનો ખરો ભેદ જાં ણીને બીજાઓને તેમ કરવાથી અટકાવશે હેવી હુ મારી આશાછે. એ તાવીજો વીસે, બંગાળની હીશતરીનો લખનાંર નાંમીચો દાકતર દફ, પોતાનું મત આપેછે કે, એ તાવીજો હીંદુઓનાં જોતીશીએ અથવા તો બ્રાંહમનોએ પેહેલ વેહેલાં બનાવવા માંડ યાં હશે પણ હમો એ વીચારને ભુલ ભરયા ગણી એ છીએ !! કારણ કે એ તાવીજો, આજે સુમારે † ત્રન હજાર વરસની લાંબી મુદત ઉપર, ઇરાંની હકી મોએ બાદશાહા ગુશતાસ્પનાં વખતથી બનાંવવાં માંડ્યાં હતાં !! કે જે વખતે નાંમીચા ફીલસુફ (જરતોશત)નો પણ જનમ નહી હતો !!

---

† જુવો જાંમાશ પી. હકીમ નાંમુ.

# આતસની ગરમીથી કાગજ ઉપર નહરેવાર જાતનાં રંગથી લખાઈ આવતું જાદુઈ.

એક કાગજનાં કટકા ઊપર, મ્યુરેત ઓફ કોપરને પાંણીમાં પીગલાવીને લખો; અને તે લખેલું શુકાવા દેવો. પણ જીયારે તે લખેલું શુકાશે, ત્યારે કાગજ ઉપર કાંઈજ દેખાશે નહીં. હવે જો આએ કાગજને, જરાક આતશની ગરમી આપશો તો, તેની ઊપર તરતજ શોભીતા અને ઘણાંજ શુંદર પીળા રંગનાં અખશરો ફુટી નીકલશે.—એક કાંદો લેવો, અને તેની છાલ છોલીને કહાડી નાખો. હવે તને એક ખાંડનીમાં નાંખીને છુંડો: અને તેનો રસ નીચવી કહાડો, અને એક કપરાંથી ગાલી કહાડો; હવે આએ કાંદાનાં રસથી એક કાગજ ઉપર લખો; અને તેને શુકાવા દેવો. પણ જયારે તે અખશરો શુકાશે ત્યારે મુદલ દેખાશે નહીં. પણ જો આએ કાગજને થોડોવાર તડકાંમાં ધરીને ઉભા રેહેશોતો થોડાજ વારમાં તેની ઊપર અખશરો ફુટી નીકલસે. અથવા જો આતસની ગરમી લગાડશો તો ઘણીજ ઝડપથી ફુટી નીકલશે.—

એક કાગજ ઉપર સલફેત ઓફ આચેરન પીગલાવેલાં પાણીથી લખો, અને જયારે તે શુકાશે ત્યારે તદન દેખાશે નહીં, અને કાગજ જેવું હતુ

તવુંજ કોરૂં દેખાશે. હવે જો આએ કાગજ ઉપર એક પીછ (તીંકચર ઓફ ગાળમાં) અથવા માંચેફ્લનાં અરકમો બોરીને ફેરવશો તો તે લખેલું કાળા રંગનાં અખશરે જણાઇ આવશે.—એક કાગજ ઉપર નાંઈતરેટ ઓફ શીલવરથી લખો. અને તે સુકાયા પછી તદન અખશરો ઉડી જાશે. હવે એક વાસણમાં થોડોએક શલફેત ઓફ આંમોન્યા નાખો, અને તેની ઊપર આએ કાગજને લખેલી બાજુએથી પકડો, એટલે કાગજ ઉપર ઘણાંજ શુંદર રૂપેરી અખશરો ફુટી નીકલસે!—જો એક કાગજ ઉપર સલફેત ઓફ કોપર પીગલાંવેલાં પાંણીથી લખશો તો, શુકાશે એટલે કાંઇજ માલમ નહીં પડશે. પણ જો તેની ઉપર એક પીછ અથવા કુઈલને પ્રસોએત ઓફ પોતાશમાં બોરીને ફેરવશો, તો તે લખેલું લાલ બોરા રંગનું દેખાશે.—

એક કાગજનાં કટકા ઉપર મ્યુંરેટ ઓફ કોબાલ્ત પીગલાવેલાં પાંણીથી લખો. પણ જ્યારે તે શુકાશે ત્યારે કાગજ કોરૂંજ માંલમ પડસે, હવે આએ કાગજને કોઈ બીજાનાં હાથમા આપો, અને કહેજે, આએ કાગજ તમારાં હાથમાં પકડીને તડકાંમાં ઉભા રહો, અને જરા વાર આંખ વીચશો તો માંરી જાદુથી કાગજ ઉપર લીલા રંગનાં અખશરો ફુટી નીકલશે ! ! ખરેખર થોડાજ વારમાં કાગજ ઉપર લીલાં રંગનાં અખશરો તડકાંમાં ફુટી નીકલશે.

અને પેલા માંણુસને ઘણુંજ અજાયબ જેવું લાગ શે ! !—એક કાગજના કટકા ઉપર એસીતેત ઓફ્ કોબાલ્ત પીગલાવેલાં પાંણીથી લખો. અને જ્યારે તે શુકાયે ત્યારે તે કાગજને જરાક વાર તડકાંમાં રાખો અથવા તો બલતાંની આંચ લગાડીને ગરમ કરો, એટલે તે લખેલું ઘણાંજ શુંદર બલું રંગનાં અખશરે જણાઈ આવશે ! !

## શંખીઆઈ જાદુ અને તેનાં ભેદ ભરેલા રમુંજી દાખલાઓ.

એક ભરવાડ પાસે ૬૪ ભેશ હતી, અને તેંણીઓ નીચે પ્રમાણે દુધ આપતી હતી. જેંમકે ૧ લી ભેંસ એકજ શેર દુધ આપતી હતી! તથા ૨ જી ભેંસ બે શેર દુધ આપતી હતી, ત્રીંજી ભેંસ ત્રંન શેર દુધ આપતી હતી; ચોથી ૪ શેર, તથા ૫ મી પાંચ શેર, તથા એજ પ્રમાણે ચોસટમી ભેંસ ૬૪ શેર દુધ આપતી હતી ! હવે જ્યારે તે ભરવાડ મરવા પડયો, તે વખતે તેનાં આઠ છોકરાઓ વારેસ હતા. અને તે બધાઓનો દાવો આએ ચોશ ૮ ભેંશ ઉપર થાતો હતો. જેથી તેઓને પેલા ભરવાડે આઠઆઠ ભેંશો પોતાને હાથે વેંહેચી આપી; અને પોતાનો પ્રાંણ છોડયો. અને તેનાં વાહલા છોકરાઓએ તેની લોથને પાસેનાં એક ખેતરમાં

દાતી. ત્યારપછી તેઓએ પોતાની ભેંસોનું દુધ દો હોવા માંડયું. આએ વખતે, ત્યાં તેઓની અજાયે બીનો શું પાર ! કારણ કે, કોઇ ભેંસે ઘણુંજ થોડું દુધ આપીયું, અને કોઈ ભેંસે એટલું તો વધારે આપીયું કે, તેનો ધણી નીહાળ થઇ ગયો ! આએ જોઇને બીજાઓને અદેખાઇ આવી; અને તેઓ માં હેમાંહિ લડાવા લાગ્યા. એટલાંમાં પેલા ભરવાડનો એક જુંનો દોસ્ત ત્યાં આવી લાગ્યો, ત્યારે તે પુછ વા લાગ્યો જે, તમો શું કાંમ મરાઇ મરોછો? ત્યારે તેઓએ કહયું જે હમારી ભેસોનું દુધ હમુને ઓછું મલેચ; અને બીજાઓને હમાંરાં કરતાં ચાર ઘણું વધારે મલેછે ! ! ત્યારે તેઓએ બધાએ કબુલ કીધું જે, આએ માંણસ આપણને હવી રીત વેંહેચી આપશે કે, જેથી આપણને સરખે ભાગે દુધ મલશે. હવે વાંચનાંરાઓ તે કેવી રીત વેંહેચી આપેકે, જેથી દરેક જણને ભાગે આઠ આઠ ભેંસ અને એક સર ખુ દુધ આવે ? તેનો જવાબ દેવો. પણ અગરજો હેનો જવાબ દેવાને તમો સાંમરથવાંન નહીં હોવો તો જલદીથી આએ નીચેનાં કોઠા ઉપર તમાંરૂં ધયાંન લગાડો; એટલે તમુને પુરતી રીતે સંમજ પડશે; કે પેલાએ કેવી રીતે વેંહેચી આપીચ? હવે વાંચનાંરાઓ આપણને બધી ભોંસેના એકંદર દુધ ના સરવાલો કરશું તો તે, (૨,૦૮૦ બે હજાર અને હેંસી) શેર થાશે. હવે તેને આઠે ભાંજશું તો બરાબર

દરેક ભાગે ૨૬૦ શેર દુધ આવશે. માટે આએ નીચેનાં કોઠા પ્રમાણે આપશો તોજ દરેક જણને ભાગે આઠ ભેંસ અને બશો સાહાથ શેર દુધ આવશે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧૬ | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૩૨ | ૩૧ | ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૨૬ | ૨૫ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૮ | ૪૭ | ૪૬ | ૪૫ | ૪૪ | ૪૩ | ૪૨ | ૪૧ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૬૪ | ૬૩ | ૬૨ | ૬૧ | ૬૦ | ૫૯ | ૫૮ | ૫૭ |
| ૧લાને | ૨જાને | ૩જાને | ૪થાને | ૫માંને | ૬થાને | ૭માંને | ૮માને |

બાર ચોરો મલીને, એક ઝવેરીની દુકાંન ઉપરથી એક પેતી ચોરી લાવ્યા; અને તે પેતી ઉગાડીને જોયું તો તેમાં બધા મંલીને ૧૪૪ હીરા હુતા. હુવે આએ પેતી લઇને બધા ચોરો બીજા શેહેરમાં નાંહુસી ગયા; અને ત્યાં જઇને એક બીજા ઝવેરીને બધા હીરા દેખડાવ્યા; અને તેની ખરી કીંમત પુછી. ત્યારે તેણે તઓને હેવો જવાબ દોધો જે, હીરાની કીંમત એક એકથી ચઢતીછે! અને હીરા પણ એકએકથી સરસ છે! એટલે જે ૧ લા હીરાની કીંમત એકજ રૂપીઓ, બીજાની બે રૂપીઆ, તીજાની ૩ રૂપીઆ, અને એજ પ્રમાંણે છેલા અથવા ૧૪૪ માં હીરાની કીંમત એકશો અને ચુંમાલીશ રૂપીઆની છે! ત્યારે તઓએ કહયું જે હમુંને હેવી રીત વેંહેચી આપો કે બધાને ભાગે ૧૨ હીરા અને તઓની કીંમત

એક સરખી થાયે. ત્યારે તે ઝવેરીઓ નીચેનાં કોઠ મા બતાવ્યા મુજબ દરેક જણને બાર બાર હરા વેહેચી આપયા; કે જેથી તેનો કીંમત બધાને બરા બર ૮૭૦ રૂપીઆનો ઉપજી હતી.

| ૧લાને | ૨જાને | ૩જાને | ૪થાને | ૫માંને | ૬ઠાને | ૭માંને | ૮માંને | ૯માંને | ૧૦માને | ૧૧માંને | ૧૨માંને |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭૮ | ૮૪ | ૯૦ | ૯૬ | ૧૦૨ | ૧૦૮ | ૧૧૪ | ૧૨૦ | ૧૨૬ | ૧૩૨ | ૧૩૮ | ૧૪૪ |
| ૭૭ | ૮૩ | ૮૯ | ૯૫ | ૧૦૧ | ૧૦૭ | ૧૧૩ | ૧૧૯ | ૧૨૫ | ૧૩૧ | ૧૩૭ | ૧૪૩ |
| ૭૬ | ૮૨ | ૮૮ | ૯૪ | ૧૦૦ | ૧૦૬ | ૧૧૨ | ૧૧૮ | ૧૨૪ | ૧૩૦ | ૧૩૬ | ૧૪૨ |
| ૭૫ | ૮૧ | ૮૭ | ૯૩ | ૯૯ | ૧૦૫ | ૧૧૧ | ૧૧૭ | ૧૨૩ | ૧૨૯ | ૧૩૫ | ૧૪૧ |
| ૭૪ | ૮૦ | ૮૬ | ૯૨ | ૯૮ | ૧૦૪ | ૧૧૦ | ૧૧૬ | ૧૨૨ | ૧૨૮ | ૧૩૪ | ૧૪૦ |
| ૭૩ | ૭૯ | ૮૫ | ૯૧ | ૯૭ | ૧૦૩ | ૧૦૯ | ૧૧૫ | ૧૨૧ | ૧૨૭ | ૧૩૩ | ૧૩૯ |
| ૭૨ | ૬૧ | ૫૫ | ૪૯ | ૪૩ | ૩૭ | ૩૧ | ૨૫ | ૧૯ | ૧૩ | ૭ | ૧ |
| ૭૧ | ૬૨ | ૫૬ | ૫૦ | ૪૪ | ૩૮ | ૩૨ | ૨૬ | ૨૦ | ૧૪ | ૮ | ૨ |
| ૭૦ | ૬૩ | ૫૭ | ૫૧ | ૪૫ | ૩૯ | ૩૩ | ૨૭ | ૨૧ | ૧૫ | ૯ | ૩ |
| ૬૯ | ૬૪ | ૫૮ | ૫૨ | ૪૬ | ૪૦ | ૩૪ | ૨૮ | ૨૨ | ૧૬ | ૧૦ | ૪ |
| ૬૮ | ૬૫ | ૫૯ | ૫૩ | ૪૭ | ૪૧ | ૩૫ | ૨૯ | ૨૩ | ૧૭ | ૧૧ | ૫ |
| ૬૭ | ૬૬ | ૬૦ | ૫૪ | ૪૮ | ૪૨ | ૩૬ | ૩૦ | ૨૪ | ૧૮ | ૧૨ | ૬ |

## સાત માંણસોમાંથી વીતી કોણે પેહેડીચ? તે પારખવાની રીત!

આએ નીચલો હીસાબ કીધાથી આપણે, એક અજાયેબ જેવું ભવીશ કહી શકશું! કે જેથી બીજા તમાશગીરો પોતાની અજાયેબીમાં ગરકાવ થાઇ જાશે!! કારણ કે એ હીસાબથી આપણે હેવું વરતી કહાડશું કે, શાત માંણસોમાંથી વીટી કોણે પેહેડોચ? તે માંણસે પોતાનાં કીઆ હાથે પેહેડેલી છે? અથવા તે કહી આંગલીએ પેહેડેલીછે? તેમજ વળી આંગલીનાં કીઆ કાપા ઉપરછે, તે પણ આપણને જણાંશે!! વાંચનારાઓ એક ઓરડામાં શાત અથવા નવ માંણસોને બોલાવો, અને તેઓને એક સરખી લાંબી હારે બેશાડીને, દરેક જંણને પેહેલું બીજું ત્રીજું અને એજ પ્રમાંણે જેટલાં માંણસ હોય, તેટલાં નંબર આપો. અને પછી એક વીતી આપીને તમો એ ઓરડામાંથી બાહાર નીકલી જાઓ, અને તેઓમાંના કોઇબી માંણસને પેલી વીટી પેહેડવાને ફરમાંવો. હવે જીયારે તેઓમાંથી વીટી પેહેડી રહે, ત્યારે તમો જલદીથી ઓરડામાં પાછા દાખલ થાવો; અને તેઓને નીચલો હીસાબ લખવાને ફરમાંવો. જેતરમાં આદમીએ વીટી પેહેડેલી હોયે, તેનાં નંબરને બેએ ગુણો, અને પછી તેહેમાં પાંચ હુંમેરો, અને તેને પાંચેજ ગુંણો; અને પછી તેહેમાં દસ હુમેરો. અને જો જમને હાથે વીટી પેહેડેલી હોય તો, એક હુંમેરો; અને દાબે હાથે

હોયતો, બે હું મેરો. અને પછી દસે ગુંણો, અને પછી જે આંગલીએ વીટી પેહેડેલી હોચે, તે આંગલીનું નંબર હું મેરો, ત્યાર પછી દસે ગુંણો. અને પછી જેતરમેં કાપે વીટી હોચે, તેટલા કાપા હું મેરો. અને પછી તેમાં પાંતરીસ હું મેરોને જે જવાબ આવે તે કેહુવો. વાંચનારાઓ જ્યારે તેઓ તમુંને હીશાબની છેલી રકમ આપે, ત્યારે તમો તેમાંથી (૩૫૩૫) ત્રન હજાર પાંનસો અને પાંતરીશ બાદ કરો. અને નીચે પ્રમાંણે જવાબ કહો. જે પેહેલી રકમ છે, તેને વીટી પેહેરનાંર માંણસનું નંબર જાંણવું. અને પછી બીજી શંખીઆને હાથ જાંણવો; ત્રીજી શંખીઆને કેતરમી આંગલીછે, તે ગાણવું, તેજ પરમાંણે છેલી અને ચોથી રકમને કાપો જાંણવો. જેમ કે એક દાખલો લેવો, આએ નીચેનાં દાખલા ઉપરથી જણાંચેછે કે, ૫ માં આદમીએ પોતાના દાબા હાથની ત્રીજી આંગલીનાં બીજા કાપા ઉપર વીટી પેહેડેલીછે. હવે જ્યારે આપણે પાંચમાં માંણસનાં નંમરને બેએ ગુંણશુ, તો, દશ થાશે, અને તેમાં પાંચ હું મેરીશુ એટલે ૧૫ થશે, હવે તેને પાંચે ગુંણશું એટલે પંચોતેર થશે, ત્યાર પછી આપણે દશ હું મેરીયા, એટલે ૮૫ થશે. હવે દાબે હાથે વીટી પેહેડેલીછે, માટે આપણે બે હું મેરીશું, એટલે સતયાંશી થશે. અને દશે ગુંણશું, એટલે આડસો અને શીતેર થશે, હવે તેમાં ત્રીજી આંગલીનું નંબર હુમેરશું, એટલે, ૮૭૩ થશે. હવે આડશો અને તાંહોતે

૨ને દશે ગુંણશું એટલે ૮૭૩૦ આઠ હજાર સાતશો અને ત્રીશ થશે. હવે આપણે બીજો કાપો હુંમેરીશું એટલે આઠ હજાર સાતશો અને બત્રીશ થશે. અને છેલે તેમાં ૩૫ હુંમેરીશું, એટલે તેનો જવાબ આઠ હજાર સાતશો અને સડસતનાં આવશે. હવે જ્યારે આપણે હેમાંથી ૩૫૩૫ બાદ કરશુ એટલે ૫૨૩૨ નો જવાબ આવશે. હવે આપણને જણાંયું કે, પાંચમાં આદમીએ પોતાનાં દાબા હાથની તીજી આંગલીનાં બીજા કાપા ઉપર વીટી પેહેડેલીછે.

દાખલો ૧ લો

| માં. | હા. | આં. | કા. |
|---|---|---|---|
| ૫ | ૨ | ૩ | ૨ |

| | |
|---|---|
| ૫ | ૮૭૦ |
| ૨ | ૩ |
| ૧૦ | ૮૭૩ |
| ૫ | ૧૦ |
| ૧૫ | ૮૭૩૦ |
| ૫ | ૨ |
| ૭૫ | ૮૭૩૨ |
| ૧૦ | ૩૫ |
| ૮૫ | ૮૭૬૭ |
| ૨ | ૩૫૩૫ |
| ૮૭ | ૫૨૩૨ |
| ૧૦ | |

## જાદુઈ સરવાળો, આગમચથી જવાબ કેહેવાની રીત ! !

વાંચનારાઓ એક બીજા આદમીને કહોજે, તમાં રે ગમે એવી રીતે પાંચ શંખીઆની રકમ માંડો. એટલે જે, એક, દશ, શો, હજાર, અને દશ હજાર સુધીની માંડો. હવે જયારે તે રકમ માંડે, ત્યારે તમે કહો જે, હમે એની ઉપરથીજ સરવાલાનો જવાબ કહીએ છીએ. પછી બીજી રકમ તમારે ગમે હેવી રીતે માંડજો; ત્યાર પછી હમો ત્રીજી રકમ માંડીને શરવાલો કરશું, તો તેનો જવાબ બરોબર આવશે. આએ વાત સાંભલીને તે માંણસને ઘણુંજ અજાયેબ જેવું લાગશે !! અને વીચાર કરશે કે, પેહેલ વેહેલી એકજ રકમ ઉપરથી શરવાલાનો ખરો જવાબ શી રીતે દેશે? હવે જેમકે, એક બીજા માંણસે, નીચે પ્રમાંણે, એટલે ૧ લા દાખલાની ઉપરની અથવા પેહેલી રકમ પ્રમાંણે, પાંત્રીશ હજાર ચારશો અને શતાવીશ માંડેલા છે, હવે તેનો શરવાલો શું આવશે તે આપણે આગલથી ગણીને કેહેવું જોઇએ ! ! ત્યારે વાંચનારાઓ આપણે નીચે પ્રમાંણે શરવાલો કરશું, તો આપણને તેનો જવાબ જલદીથી મલશે. હવે તમો ૩૫૪૨૭ માંથી એક બાદ કરો, એટલે પાંત્રીશ હજાર ચારશો અને છવીશ થાશે. હવે જે એક બાદ કીધોચ તેને ત્રનની આગલ મુકી દેવો, એટલે એ રકમ, એક લાખ પાંત્રીશ હજાર ચારશો અને છવીશની થાશે. હવે એ

રકમને તમારે સરવાલાનો જવાબ જાણવો જોઈએ. માટે જે ધંણીએ પેહેલી રકમ, ૩૫૪૨૭ ની માંડે લીછે, તેને કહોજે; તમારી રકમનો જવાબ એક લાખ પાંતરીશ હજાર ચારશો અને છવીશનો આવશે. હવે તેજ ધંણીને બીજી રકમ માંડવાને કહો. હવે બીજી રકમ, તે માંણસે શડશત હજાર ત્રનશો અને એકતાલીશની માંડેલીછે. હવે વાંચનારાએ ત્રીજી અને છેલ્લી રકમ તમો પોતે માંડો, તે હેવી રીતે માંડો કે, પેલા માંણસની બીજી રકમનો અને તમારી તીજી રકમનો શરવાલો બરાબર ૯૯૯૯૯ નો થાએ; માટે વાંચનારાઓ તમારી છેલ્લી રકમ બતરીશ હજાર છશો અને અઠાવણની માડવી જોઇએ; એટલે એ ત્રનડે રકમનો શરવાલો બરાબર; એક લાખ પાંતરીશ હજાર ચારશો અને છવીશ આવશે. જેમ કે આઠને એક નવ, અને નવને શાત શોહોલ, શોહોલીઓ છ, વદી એક, પાંચને એક છ, છને ચાર દશ, અને દશને બે બાર, બારીઓ બે, વદી એક, છને એક શાત, શાતને તરન દશ, દશને ચાર ચઉદ, ચઉદીઓ ચાર, વદી એક, બે અને એક ત્રન, તરનને શાત દશ, અને દશને પાંચ પંદર, પંદરીઓ પાંચ, વદી એક; ત્રનને એક ચાર, અને ચારને છ દશ, દશને ત્રન તેર તે તેરનાં તેર. માટે દરેક રકમનો હેવીજ રીતે જવાબ કેહેવો જોઇએ. હવે તમાંરૂં ધયાન પાછું ૧ લા દાખલા ઉપર લગાડો. કઅનેખ એ નીશાંનીની ૧ લી તથા બીજી રકમ બીજા ધણીની જાંનવી: તેમ, († †) ચોગરીની નીશાંન વાલી ત્રીજી રકમ વાંચનારે પોતાની સમજવી.

## દાખલો ૧ લો.

ક × ૩૫૪૨૭ = ૧ લી રકમ,
૧ એક બાદ કરવાનો,

૧૩૫૪૨૬ × જવાબ ૧ લી રકમનો

### રકમ માંડવાની રીત.

ક × ૩૫૪૨૭ = ૧ લી રકમ
ખ × ૬૭૩૪૧ = ૨ જી રકમ
† † ૩૨૬૫૮ = ૩ જી રકમ

૧૩૫૪૨૬ = જવાબ

## દાખલો ૨ જો.

ક × ૧૧૯૪૦ = ૧ લી રકમ
૧ એક બાદ કરવાનો

૧૧૧૯૩૯ × જવાબ ૧ લી રકમનો

### રકમ માંડવાની રીત

ક × ૧૧૯૪૦ = ૧ લી રકમ
ક × ૪૫૦૯ = ૨ જી રકમ
† † × ૫૪૦૯૦ = ૩ જી રકમ

૧૧૧૯૩૯ = જવાબ.

## દાખલો ૩ જો.

ક × ૯૯૯૯૯ = ૧ લી રકમ
૧ એક બાદ કરવાનો

૧૯૯૯૯૮ = જવાબ ૧ લી રકમનો

### રકમ માંડવાની રીત.

ક × ૯૯૯૯૯ = ૧ લી રકમ
ખ × ૧૮૭૭૭ = ૨ જી રકમ
† × ૮૧૨૨૨ = ૩ જી રકમ

૧૯૯૯૯૮ = જવાબ

## ભુત નથી ?—એક વીચીતર દેખાવનાં સવ પનાંનો અજાયેબ જેવો હેવાલ ! !

વાંચનાંરાઓ આએ નીચેનો વીચીતર દેખાવનો સવપનો તમાંરા જાંણીતા થાએલા § ભોળા મીતરને § તા૦ ૧૦,૬,૭૩ ની રાત્રે દેખાયો હતો; કે જેનો હેવાલ કાંઇપણ વધઘટ ન કરતાં ખરેખરો હું આપુ છું. હું હરરોજ રાત્રે જાદુ વીસે નીંબંધ લખવાને બરાબર અગીઆર કલાકે બેસતો હતો, જેથી રાબેતા મુજબ એ દીવશે પણ બેઠો. નજદીક બાર વાગા ત્યાં શુધીમાં મે થોડાંએક પાંનાં લખ્યાં; એટલાંમાં હુંગે માંરા ઉપર હોમલો કરવા માંડયો. મારા હાથમાથી કુઇલ પડી જવા માંડયું, માંરૂ માથું દુખવા લાગુ, તથા દીવાની રોશનીં ઝાંખી દેખાવા લાગી; અને હું માંરૂં માથું ટેબલ ઉપર મુકીને ખુરસી ઉપરજ બેઠો બેઠો જુકવા પડયો. એટલાંમાં મને એક હુંગનો જબરદશ્ત ઝોકો લાગ્યો; કે જેથી હું ઘભરાઇને પાછો ઉઠયો; તથા આળસ પણ ઘણી જ આવવા લાગી; અને ગોયા કોઇ મને શુઇ જવાને ભલાંમણ કરતું હોયે, હેવું લાગ્યું. વળી મને બીજા ઝોકા આવવા લાગયા; કે જેથી મને મારી ટેબલ ઉપરથી ઉઠવાને શુધી નહી રહી: અને હેવીજ રીતે હું ત્યાંજ હુંગાઇ ગયો ! ત્યાર પછી માંરી ઉપર શું વીત્યુ હશે તે હું કાંઇજ જાણતો

નથી. પણ આએ ખુદરતી કુરજની હુંગે મને જે કાંઇ ચમતકાર દેખાડયો છે તે નીચે પ્રમાંણેનો હતો. હું જાણે મેદાંનમાં ફરવા જાતો હતો; તેટલાંમાં કાંઇક તોફાન થાયું ! અને પવનનાં સપાટા શાથ વરસાદનું એક ઝાપતું પડયું ! જેથી હું દોડીને એક આંમલીનાં ઝાડ હેઠલ આવી ઊભો ! ! એટલાંમાં ત્યાં બે વીદવાંનો આવી લાગા ! ! થોડાજ વખતમાં ત્યાં એક દાકતર આવી લાગો ! અને ઝાડની નીચે એક લાંબી બાસતી હતી તે ઉપર ગંભીર ચેહુરા શાથ બેસીને મનમાં કાંઇક વીચાર કરવા લગ્યો; હેવામાં ત્યાં એક બુઢો ધરમગુરૂં આવી લાગો અને દાકતરને સલાંમ કરીને બાંક ઉપર બેશી ગયો ! આએ વખતે માંરા પણ પગ થાકી ગયા હતાં, તેથી હું પણ એજ બાકને છેડેથી એક ખુંણામાં શંકડાઈને બેઠો ! એટલામાં ત્યાં એક ગાડી આવી લાગી, કે જે ગાડીને હમાંરી શાંમને ઊભી રાખવામાં આવી ! ! કોચમેને જડપથી ઉતરીને બારણું ઉગાડયું ! તરતજ ગાડીમાંથી એક મોટો માંણસ ઉતરીને બાંક ઉપર વચમાં આવીને બેઠો, અને બાંક ઉપરનાં સઘલા જણાંઓએ ઉઠીને સલાંમ કીધી ! ! હુ મારા મનમાં વીચારવા લાગો કે, આએ માંણસ ક્યાનો હશે ! અને એ કોંણછે ! તે માંરે જાંણવું જોઇએ ! હેવા વીચારથી હું ત્યાથી ઉઠી ગયો, અને પેલી ગાડી આગલ જઇને ઘોડાવાલાઓને પુછ્યુ

કે આએ કોણ મરદછે? તેઓએ જવાબ આપ્યો કે હા એતો એક મોટો ફીલશુફ છે!! આએ વાત સાંભલીને હું પાછો માંહુરી જગોએ આવીને બેઠો સઘલાઓ ચુપકીદીથી પોતાનાં ધ્યાંનમાં બેઠેલા હ. તા!! એટલામાં ત્યાં આઠ ગાંમડયાઓ આવી લા ગા!! અને હુમાંરી સાંમને આવીને ઉભા! પેહુ લા વીદવાને પુછ્યું, તમો હુંઇઆં ઉભા રહીને શું માંગોછો? (એટલામાં બીજો વીદવાંન પેહલા વીદવાં નનાં મોંહોડા સામું જોઇને બોલ્યો.) કાંઇ નહી એ લોકોને ઉભા રેહેવા દેવો, પોતાની મેલેજ ચાલીને જાશે!! (એટલાંમાં પેલા ગાંમડયાઓમાંથી એક જંણ બોલી ઉઠયો.) સાહેબ! હુમો બધા જણ આજ પંદર દીવશ થયા ગાંમથી નવાજ આવેલા છઇએ, માંટે હુમુંને ચાકરી રાખશો? પેહેલો વીદવાન બોલ્યો, ત્યારે તમો આટલાં દીવસ શુધી કયાં હતા? ગાંમડ યાઓએ કહ્યું, સાહેબ હુમો બધા જણ એકજ બં ગલામાં ચાકરી રહેલા હતાં. પણ સાહેબ હુમાંરી કા હાંણીંની શું વાત કહીએ! પેહેલો વીદવાંન—બો લોની શું છે? ગાંમડયાઓ—અરે સાહેબ! ત્યાં તો આખી રાત ભુતની વસતી છે!! જેથી હુમોં તો બીહીને જીવ લઇને ત્યાંથી નાંહસી આવ્યાચ !! (આએ વાત સાંભલીને પેહેલો વીદવાંન ખરખર હુ સી પડયો!) અને બોલ્યો જે અરે મુંરખો તમો એ શું ધોંગની વાત લાયાચ! ભુત શુંને વાત શું?

ભુત ક્યાંછે? લાવોની મને દેખાડો? જાઓ જાઓ! મુંગા મુંગા, દુનીઆંમાં કેઠે પણ ભુત નથી!! ગાંમડયાઓ—અરે પણ નથી તે કેમ? તું માંરા ગામમાં આવેકેની તો તુનેતો જીવતો પણ પાછો આવવા નહી દીએ!! (એટલાંમાં બીજો વીદવાંન ઉઠીને ઉભો થાયો. અને પેહેલાંની સામને મોહોડું કરીને બોલ્યો) માહરા સાહેબ હું પણ કબુલ કરૂંચ કે ભુત છે!! (આએ વાત સાંભલીને પેલા ભોલા ગાંમડયાઓને જરા હીમત આવી,) (એટલામાં પેહેલો વીદવાંન બીજા તરફ ફરીને બોલ્યો.) અરે શું? એ લોકો તો મુંરખછે, તથા વેંહેમી અને અણસમજુછે! તેથી એ લોકોને ભુતનો વેંહેમ લાગોચ; તેની શાથે તમો ભણેલા અને સમજું થાઇને એ શું મુંરખાઇની વાતો કરોચ? વીદવાંનોનાં નાંમને એબ લગાડોચ! પણ હા! હું ધારૂંચ કે તમાંરૂં બદ્ધું શીખેલું ધુરમાં ગયું! કે જેથી તમો આજે આએ રીતની મુંરખાઇ કરોચ!! (બીચારો બીજો વીદવાંન ફજેત થાયો તથી મુંગો મુંગો બેસી ગયો!) અને ધીરજથી પુછવા લાગો કે, શું દુનીઆંમાં ભુત કેઠે નથી? પેહેલો વીદવાંન—અલબતાં કેઠે નથી! એતો જુઠો વેંહેમ છે!! કેમ ત્યારે તમોએ આજે વેંહમ પકડીને ખરૂં માનયુંચ કે? પણ ખબરદાર! આજ પછી ફરીથી એ વેંહેમ મનમાં લાવતા નાં! કારણ કે આએ ગાંમડયાઓ તો મુંરખ છે! એ લોકોને કાંઈ અકલ

છે? (પેલો ફીલસુફ કે જે, આટલો વાર સુધી મુંગો મુંગો બેસીને તમાંશો જોતો હતો, તેનાંથી હવે જા જેવાર ચુપકીદીથીં બેસાયું નહી! તેથી તે ઉઠીને પેહેલા વીદવાંન આગલ આવી ઉભો)! અને બોલ્યો જે સબુર કર, એ હુલર અને અનસમજુ નર, જરા સબુરી પકર, અને મારી વાતને ધ્યાંન ધરીને શાંભળ! પેહેલો વીદવાંન—શું કહોછો? બોલો જલદીથી.' ફીલસુફ-શું ત્યારે તમાંરા વીચાર પ્રમાંણે દુનીઆંમાં ભુત નથી કે? પેહેલો વીદવાંન—હા તદન નથી! ફીલસુફ—નહીં કેમ? ભુત દુનીઆમાં દરેક જગોપર હોવો જોછેએ!!—બીજો વીદવાંન-મેહેરબાન ફીલસુફ, હા માંરૂ પણ હેવુંજ મતછે કે ભુત હોવોજ જોઇએ!! (આએ વાત સાંભલીને પેલો હુલર અને તીખા મીજાજનો પેહેલો વીદવાંન જરા નરમ પડ્યો!) અને નરમાંશથી બોલ્યો જે: મેહેરબાંની કરીને એ વાતનો ખરેખરો ભેદ જણાંવો- ફીલસુફ—તમો અને બીજા ઘણાંઓ કે જેઓ ભુત વીસે નાં પાડેછે, તેઓ જો ભુત એ બોલનો ખરેખરો અરથ સમજીને, રસાંયેંન વીધ્યાની મદદ લઇને બારીકીથી તપાશ કરશે તો, તેઓ પોતાનેજ મોહોંડે કબુલ કરશે કે, હા! દુંનીઆની દરેક જગોએ ભુત હોવો જોઇએ!! (આએ વાત પેલા ગાંમડયાઓને કાંને પડયાથી, તેઓ બોલી ઉડયા.) કે હા સાહેબ, હુ માંરા ગાંમમાં પણ બધેબધ ભુતની વશતીછે!! અ

ને એ વાતતો હમો આગલથીજ કરી ચુકાંચ ! પણ આએ શેઠતો કાંઈ ધ્યાંનમાં લાવતાજ નથી ! ફીલસુફ—એવણને કાંઇજ ખબર નથી, માંટે એનાંવોને સમજ પાડવી જોઇએ. માંટે જરા ધીરજ ધરીને ઉભા રહો, ગાંમડયાઓ—અરે લેઓની સાહેબ હમો જ હમાંરા ગાંમનાં ભુતની વાત કરીએ ! કે તે કેમ થાએચ? અને ભુત થયા પછી શું શું કરેચ ! ફીલસુફ—હા ચાલો ત્યારે વેગો, અને જલદીથી બોલો હમો બધાં સાંભલીચે છીએ ! ! ગાંમડીયાઓ—જીયારે એક માંણસ મરી જાયેછે, અને જો તે પોતાની જીંદગીમાં જાદુગર અથવાતો સરવે માંણશોનો દુશમન હોયેછે, તો તેનું મુરદ્દુ બાલી નાંખ્યા પછી તે પાછો જીવતો થાએછે ! તને ભુત કરીને કેહેછે ! ! અને જો તે બાયેડી હોયેછે તો તેને ડાકણ કરીને કેહેછે ! ! અને એ ભુતો ઝાડના પોકલ થડમાં રહે છે ! ! કોઈવાર કુવામાં, અથવા તો નદી, તલાવકે દરીઆમાં રહેછે ! કોઇવાર તેઓ જુનાં અને ભાગેલા ઘરમાં રહેછે ! કોઇવાર તેઓ ચોપગાં જાંનવરની હાલતમાં રહેછે! ! કોઇવાર તેઓ જુદા જુદા માંણસોનાં આકારમાં ફરેછે ! ! († કોઇવાર માંણસનાં દીલમાં ભરાઇ જાયેછે ! !) અને તેમનું કલેજું ભખી ખાયેછે ! ! કોઈ વેલાએ નાંહનાં છોકરાંઓને રમાંડેછે ! કોઈવાર માંણસને ધંન દોલતથી નીહાલ કરેછે ! ! અને કોઇ વેલાએ તંમણે ખાખાવરખું

લગાડેછે ! ! તેઓ કોઇવાર રાહાદારીઓને ઘેરીને તેંમને મારવી નાંખેછે ! કોઇવાર રશતામાં ચાલ તાને રાતની વેલાએ માંરી નાંખેછે ! ! કોઈવાર તેંમને પાછાં જીવતાં કરેછે ! ! તેઓ કોઈવાર માંણુસો પાસે ખાવાનું માંગેછે ! ! તેંમજ આપણે જે કાંઇ માંગીએ છીએ તે લાવી આપેછે ! ! († જે જગો ઉપર દુકર તથા ઘોડાઓ હોયછે, ત્યાં તેઓ કદીપણ ઉભા રેહેતા નથી !) († તથા જો કોઇનાં દીલમાં ભુત ભરાયો હોયે, અને તેને જો ગાયેનો તરો લગાડયો હોયતો; તે માંણુસનાં દીલમાંથી ભુત નાંહસી જાયે છે) († જો કોઇવાર રશતામાં મલે અને આપણે જો તરતજ પીશાબ કરવા બેસીએ તો ભુત આપણાંથી ઘણોજ દુર નાંહસી જાયેછે.) (આટલા બધા બોલો બોલીને પેલાં ગામડયાઓ મુંગા ઉભા રહયાં.) (પણ પેલો ફીલસુફ કેજે આટલો વાર શુધી મુંગો મુંગો સાંભલ્યા કરતો હતો. તે એકાએક મોંઢેથી બુમ પાડવા લાગ્યો. અને બોલ્યો જે) અફસોસ ! અફસોસ ! તોબાહ ! તોબાહ ! આએ ભુતનાં નાંમ ઉપર શું જુઠાં અને ખોટાં તોહુમતો જોડી કહાડીયાચ ! ! અરે આએ કેટલું જુંઠુછે ! (એટલામાં પેલો પેહેલો વીદવાંન વચમાં બોલી ઉઠયો:) કેંમ મેહેરબાન ફીલશુફ, તમોએ વલી એટલાંવારમાં તમારૂં સુકાંન પાછુ કેમ ફેરવ્યું ? ત્યારે તો તમો બોલતા હતા કે ભુતછે ! અને વલી હમણાં એમ કેંમ કરોછો ? શા

માંટે આએ ગાંમડયાઓનુ કહેલું માંનતા નથી? શું એઓ કાંઈ ખોટુ બોલ્યાચ કે? ફીલસુફ—અરે હા! વળી ખોટું નહીતો, કાંઇ ખરૂં કે? ખરેખર એ લોકો જંગલી બે વકુફ અને મુરખછે; કે જેથી જ ભુત વીસે વગર જાણવે અને વગર સંમજવે એ લોકોએ જુઠા અને વેંહેમ ભરેલા વીચારો બાંધે લાંછે! અને કદાચ એજ કારણથી તમો વીદવાનો પણ એ વીચારને હસી કાહાડીને, ભુત નથી હેવું કેહેતા હસો? પણ આપણી પાસે તો ભુતની સાબે તી જુદીજ રીતની છે: પણ આએ કમઅકલ ગાંમ ડયાઓએતો, પોતાના અજ્ઞાનપણાંથી, ખોદાએની એક ખુદરતી અને ઉતમ ચીજની આબરૂને હાંણી પોંહોચાડી છે, કે જે ચીજ માંણસનો અણદીઠ (આતમાં)તથા જીવછે! કે જેને આપણે બીજી રીતે ભુત કહીયેતો કાંઇજ હરકત નથી! ફીલસુફ—હવે આ એતો નકકી થાઇ ચુકુંચ કે, ભુત એ બોલનો અરથ માંણસનો અનદીથ આતમાં થાએછે; કે જે આતમાં કોઈની નજરે પડતો નથી તોપણ તે દરેક જગોએ હવાની મીસાળે છુપો ભરાયેલોછે! માંટે હવે તમે જ વીચાર કરોકે તે દુનીઆનાં દરેક ભાગ ઉપર શાં- ને માંટે નહી હોવો જોઇએ? પણ હેની સાબેતી લાવવાને કીજે; આપણને પેલી ખુદરતી ચીજોનાં ગુણ પીછાંનવાની રસાયેન વીદ્યા તરફ ધ્યાંન ખેં- ચવું પડશે!! માટે તમુંને કાંઇ એ વીધ્યાની પુરતી

રીત તાલીમ છે કે નહી? પેહેલો વીદવાંન—નહી મેહેરબાન ફીલસુફ; મને એ વીધ્યાનુ' ઝાઝુ જ્ઞાન નથી. ! (એટલાંમાં પેલો નાંમીચો ડાકતર ઊઠીને ઊભો થાચો કે જે આટલો લાંબો વખત થાયો બાસતીનાં એક ખુણામાં પડીયો પડીયો ઝુકતો હતો. ! !) ડાકતર—આએ નાંમવર ફીલસુફ, હું એક ડાકતરછું; કે જેથી મને રસાંયેન વીધ્યા વીસે પુરેપુરી માહીતગારીછે. માંટે તમો જે કાંઇ પુછશો તેનો હું ઘતટી રીતે જવાબ આપીશ. ફીલસુફ—આએ વાતતો રસાંયેન વીધ્યાની મદદથી સાબેત થાએચ કે. દુનીઆં માહેલી તમામ ચીજો, માત્ર ચારજ જાતનાં મુળ તત્વોથી બનેલીછે. ! ! કે જેઓનાં નાંમ, પાંણી, આતશ, મતોડી અને હવાછે. ડાકતર—હા, હું એ સરવે કબુલ કરૂંછું, પણ આએ ઊપલી ચારે ચીજો કાંઇ મુલ તત્વ નથી ! કારણકે એબી બીજી ચીજોની મેલવનીથી બનેલીછે ! ફીલશુફ હા; તે વીસે હું બોલવાનો હતો, કે એ ચીજો, ઓકસીજન નૈત્રોજન તથા હૈદ્રોજન ગયાશ એઓનાં શાથે મલ્યાથી ઊત્પન થાયેછે. ! ફીલસુફ—ત્યારે તમારે જાણવું જોઇએ કે, દુનીઆં માહેલાં પ્રાંણીઓ અને ઝાડપાનો પણ એજ ચોજોઠી બનેલાંછે! પણ જયારે તેઓ સડીને બગડી જાયેછે; ત્યારેજ આએ હવાઓ બાહાર નીકલી જાએછે કે જેથીજ પ્રાંણીઓ તથા ઝાડપાંનો મરી જાયેછે!! ફીલશુફ—વારૂ, ત્યારે માંણસોનુ

મોંહોત કેમ બનેછે ? દાકતર——તે વીસે હું કાંઇ વધા રે જાંણતો નથી ! પણ મને આટલી ખબર છે કે માંણસો ઘણાંજ આજારી પડયાથી મરણ પાંમેછે ! ફીલશુફ—પણ મેં જે કાંઇ પુછ્યું તેનો ઘટતી રીતે બરોબર જવાબ નથી મલ્યો ! હું ધારૂંચ કે તમું ને એ વીશેની કાંઇ ખબર નહી હસે ! દાકતર-જરા ધીરજ પકડો ! હું બરાબર વીચારીને કહુંછું ! (દાકતર થોડોવાર મનમાં વીચાર કરીને બોલ્યો,) જયારે માંણશો બરાબર રીતે પોતાનાં શરીરની જાળવની નથી કરતાં; ત્યારે તેમાંથી ઘણીએક જાતના દરદો ઉતપન થાએછે ! અને તે દરદોનાં વધી જવાથી માંણસનાં સરીર માંહેલા ખુદરતી શાંચાઓ સડીને બીગડી જાયેછે, ત્યારે આએ હવાથી ઇઆને (આત્માથી) અંદર રેહેવાઇ શકાતું નથી ! હેવી રીતે તેઓ બહાર નીકલી જાયેછે, અને તેઓનાં નીકલી જવાથી શાંચાઓની હીલચાલ થતી નથી ! અને સ્થીર પડી રેહેછે, તેથી તે માણસોનું મોંહોત કહેવાયછે, ફીલશુફ—ત્યારે તો એ ઉપરથીજ હેવું સાબેત થાએચ કે, માંણસનાં મોંહોતનુ કારણ તે ખુદરતનાં હાથમાં નથી ! ! ડાકતર—ત્યારે શું તમોં હેવુંજ કહોચ કે ખુદરતે માંણસને મોંહોત નથી બખશ્યું ! ફીલસુફ હું કાઇ એમ નથી કહેતો જે માંણસનું મોહોત છેજ નથી ! પણ ખુદરતે તો માંણસનાં મોંહોતની, શવાશો વરસનો લાબી મુદતની હદ બાધી આપેલી છે !

એટલે કે, શરીર માહેલાં શાંચાઓનાં શાધાંનુ બંધાંણ ૧૨૫ વરશ શુધી ટકી રહે, ત્યાં શુધીનુછે ! અને ત્યાર પછી જયારે તેઓ ઘસાઈને અથવા તો વપડાઇને બીઘડી જાયેછે, ત્યારેજ તેમાથી જીવ ઇઆને (આત્માં) બહાર નીકલી જાયેછે. કે, જે ખરેખરો ભુત કહેવાયછે ! જુવો, એક ઘડીઆલનો દાખલો લેવો, માંણસ પોતાને હાથે એક તદન નવુંજ ઘડીઆલ બનાંવીને બીજાને આપેછે ! અને કહેછે કે, એ તમુને દશબાર વરસ શુધી જવાબ દેશે ! બીજો પોતાને ઘર જાઇને, તે ઘડીઆલને કાયેદાથી ઉલતી રીતે વાપડેછે ! એટલે તે થોડીજ મુદતમાં બઘડીને નકાંમુ થાઇ પડેછે ! એટલે કે કોઇવાર તેનાં ચકકરો ઘસાઇ ગયેલાં માંલમ પડેછે, કદાચ કમાંનને કાંઇક નુકશાન થાએલું દેખાયેછે ! માંટે દાકતર હવે તમો બોલો કે એ વાંક કોંણનો ? બનાવનાંરનો કે વાપડનારનો ? દાકતર—અલબતાં વાપડનાંરનો વાંક હોવો જોઇએ ! હેમાં કાંઈ ટુકી મુદત નહી હતી કે તે થોડાજ વારમાં બીઘડી જાયે ! પણ જો તેને શાંભાલીને વાપડયું હતેતો ઘડીઆલ બનાવનાંરના કહ્યા મુજબ બાર વરસ સુધી ચાલતે !! ફીલસુફ—વારૂં ત્યારે એ બઘડેલાં ઘડીઆલને ફરીથી શુધારેતો તે ચાલે કે નહી? દાકતર—હા, તેમ થાઇ શકશે ! ફીલશુફ—તે કેમ બની શકશે ? દાકતર—અગરજો આએ બીઘડેલા ચકકર તથા કમાંનને કહાડો લઇને તેને બદલે નવાં

મુકશું તો તે ચાલશે; અને તેથી આગલની માફક બરાબર થાશે ! ફીલસુફ ત્યારે હવે વીચાર કરો કે માંણસનાં મોહોતનુ કારણ કોણનાં હાથમાં છે ! કારણ કે માંણસો પોતાની ટુકી મુંદતમાં મરણ પાંમીને ખોદાને નકાંમો ઠપકો આપેછે ! પણ ખુદરતે તો માંણસને શવાશો વરસની અંદર મોહોત આપ્યું જ નથી! એટલે જો તે પોતાને હાથે આપઘાત કરે, અથવા તો કોઇ તેનું ખુંન કરીને માંરી નાંખે ત્યારેજ તે મરી જાયે ! દાકતર—મે ઘણાંએક દાખલા ઓ જોયાચ કે; માંણશો કોઇવાર બે વરસની ઉમરમાં, કોઇવાર પચીસ વરસની ઉંમરમાં, અથવા તો કોઇવાર પચાશ, તથા પોણોસો, હેશી, તથા શો, વરસનો જુલમજ જીવેછે; અને તે બધાનુ કારણ માંતરે દરદો અને આજારી પડ્યાથીજ થાએલું જણાંએછે !! કે જેથીજ માંણસનાં (આતમાં) જીવ નીકલી જાયેછે ! ફીલસુફ—ત્યારે તમો ખુદરતને શું કાંમ બદનાંમ કરોછો ? માંણસનું ટુકી મુદતમાં મોહોત આવેછે, તે માંણસો ગોયા પોતાને હાથેજ કરેછે ! હેમાં ખુદરતનું કાંઈપણ ચલણ નથી ! કારણ કે ખોલી રીતે જાહેર થાએચ કે, માંણસો પોતાનાં સરીરની બાધાણીનાં ઉતમ ફાયેદાને માંટે, તેની કાયેદા મુજબ બરદાશત લેતા નથી; તેથી કાંઇ એક દરદો ઉતપન થાએછે; અને એજ દરદોનાં શબબથી સરીરનાં અંદરનાં તથા બાહારનાં ભાગો શડીને બગડી જાયેછે,

તેથી આપણાં સરીર માંહેથી (આત્માં) જીવ નીકલી જાયેછે. માંટે જો તમો આએ બીધડેલા ભાગો ને સારા કરીને બાહાર નીકલી જતા જીવનો અટકાવ કરશો, તો તે થાઇ શકશે ! (એટલે માંણુશનો જીવ બચશે ! ) માંટે જો એક વાર માંણુસનો આત્માં નીકલી જયા પછી તમો મેંહેનત લઇને પાછો તે આત્માને લાવી શકશો, તો તે બનશે ! અને હેમાં કુદરત કાંઇ પોતાની અદેખાઇ કરનાંર નથી !! (ફીલસુફ જરા મોહટેથી અને જોશ ભરયા અવાજે બોલ્યો.) માટે ઓ દાકતરો !! તમો ઉઠો ! બીજી ઘાણીએક નવી શોહોધ કરો ! અને આએ કવખતે તથા ઓછી મુંદતે નીકલી જતા (આત્માનો) જીવનો અટકાવ કરો !! દાકતર—નાંમવર ફીલસુફ, હમોએ હમારી શોહોધ જારીજ રાખેલીછે ! અને હમુંને આશાછે કે થોડીજ મુંદતમાં હમારી મેહેનતનાં ફલ આખીને તેના ઘતટા ફાએદા મેલવશું !! (દાકતર આએ બોલો બોલીને બાંક ઊંપર બેશી જાએછે, એટલાંમાં આકાસનો રંગ બદલાદેછે ! હવામા કાંઇએક વધારે ફેરફાર થાએછે ! શુરજના રૂપેરી કીરણમાંથી નીકલતાં ઝલકાત ભરેલાં અજવાલા ઉપર વાદલ પોતાનો શીહારૂપી ઘેરો ઘાલેછે ! તોફાન અને ગગડાત શાથ મેદાન ગાજી રહેછે ! તથા પવનનાં જોશ ભરયા સપાટા શાથ વરસાદનુ એક અતી મોટુ ઝાપતુ પડેછે ! બધાલોકો દોડીને આએજ આમલીનાં ઝાડહેઠલ આવી

ઉભા રહેછે ! હેવીજ રીતે ત્યાં ઘણાંએક માંણસોની ભી
ડ થાયેછે ! અને ગોયા આએ આંમલીનાં ઝાડ
હેઠલ એક મોટી સભા ભરાએલી હોય, હેવું દેખા
યછે ! ઘણા માંણશોની ભીડ હોવાને લીધે ત્યાં
મોટી ગડબદ થાઇ રહેછે, તેથી ફીલસુફને પોતાની
તકરાર આગલ ચલાવવાંને માંટે બાક ઉપર ઉભું રે
હેવાની ફરજ પડેછે. આએ જોઇનેં પેલા આડ ગા
મડીયાઓ બધાને ધમકાવીને ગડબડ નરમ પાડેછે, બ
ધાઓ ચુપકીદીથી ઉભા રહેછે. તથા ફીલશુફનાં મોહોંડાં
શાંમુ અજાએબીથી જુવેછે. આએ વખતે ત્યાં ઓછામાં
ઓછી બેહજાર માંણસોની ભીડ થાઇ હતી ! હજુર
સુધી તોફાન કાંઈ નરમ નહી પડયું હતુ, તથા વરશાદ
પણ તેમજ ભારે જોશથી પડતો હતો ! તેથી તે જ
ગોપરથી કોઇપણ બીજી જગાએ જતુ નહી હતું !
ફીલસુફ કાંઇ બોલવા જાએછે, તેથી બીજા બધાઓ
ચુપથાઈને સાભલેછે; કોઈ ધ્યાન આપેછે, તથા બી
જા અનાડી જેવાઓ ફીલસુનાં મોહોડાં શામુજ જો
યા કરેછે !! )

ફીલસુફ—કેમ હવે તમારી સમજણમાં આ
વ્યુ ? કે માણસનો જીવ કેમ નીકલી જાએચ ? દાક્ત
ર—હા ! શાહેબ. પણ હજુર સુધી કાંઈ ભુત વીશે
બોલાશો થયો નથી; માટે મેહેરબાની કરીને જલ
દીથી હમુને જાણાવો. ફીલશુફ—હા, હું એજ વી
સે બોલુછુ, માટે ધ્યાન ધરીને સાભલો. ફીલસુફ—

હવે તમુને એટલુજ જણાંવવાને બાકી રહયુંચ કે માંણુ સનો (આંત્મા) જીવ બહાર નીકલી ગયા પછી તેનુ શું થાએચ? જયારે (આત્માંને) જીવને નાસીપાસ થઇને માંણસનાં દીલમાંથી અથવા બીજી રીતે કહીએતો તેના રેહેવાનાં માળામાથી નીકલી જવું પડેછે, ત્યારે તે કાંઈ એકદમ પોતાના માળાને છોડીને જતા નથી, પણ જેવો તે બહાર નીકળેછે, તે હકુંજ માંણસની ગતીનું હીલચાલ બંધ પડેછે. ઇઆને માંણસ એક મુદડું થાઇ પડેછે; આએ વખતે આપણે એક માંણસનું મોહોત થયુ એમ કહીએ છીએ!! હવે આત્મા બહાર નીકલી ગઆથી તે પોતાનાં માળાની આગલજ ભંમીઆ કરેછે! જે પ્રમાણે એક ચકલીનાં માંળાને બંધ કરીએ છીએ, તથા તે માંહેલી ચલ્લીને બહાર ઊડાડી મુકીને તેના પ્યારા બચાને અંદરજ રાખીએ છીએ, ત્યારે પેલી ચકલી કાંઇ પોતાનાં માળાને એકદમ છોડી દેતી નથી, પણ તેની આગલજ ભંમીઆં કરેછે; અને જો દાવ ફાવેતો તે પોતાના માળામાં પાછી દાખલ થાઇ શકેછે; અને નહીતર શેવટે તેને પોતાનો પયારો માલો છોડવો પડેછે! તથા બીજા ઘણા એક દહાડા સુધી જંગલમાં દરએક જાડ ઉપર રખડવુ પડેછે! ત્યારપછી તે કોઇવાર બીજા નવા માંળામાં જાઇ રહેછે! તેજ પરમાંણે માંણસનાં આત્માને પણ થવું પડેછે!! જેવો આત્માં બ

હ્હાર નીકલી આવેછે, તેવોજ તે પોતાનાં માળામાં પાછો દાખલ થાવાને ભારે યત્ન કરેછે! કોઇ વાર તે નીસફલ થાએછે, અને કોઇવાર તે ફતેહ શાથ દાખલ થાઇને માંણસના મુરદાને હીલચાલ કરાવવાની યત્ન કરેછે! પણ અફસોસ! આત્માં બીચારો શું કરે? જયાં બધું શરીરને ભાગી તુટી ગયેલું, તેને તે શી રીતે ચલાવે? પણ જયારે આત્માનું કાંઇજ વલતું નથી, ત્યારે તેને આખેરજ બહાર નીકલવાની જુરી ફરજ પડેછે! પણ જયાં સુધી મુરદુ પડી રહેછે, ત્યાં શુધી તે અંદર આવ જાવ કરીઆ કરેછે! અને કોઇવાર મુરદાંમાં હીલચાલ થાયછે, કે જેથી આપણાં લોકો વેંહમ કરીને બોલેછે કે એતો "ભુત" થાયોચ!! જેવો આત્માં પોતાના માળામાં (માંણસનાં દીલમાં) ફરીથી પાછો ભરાયછે, એટલે કોઇવાર થોડાજ વારમાં પાછો બહાર નીકળી પડેછે! કોઇવાર તરતજ નીકળી પડેછે! અને કોઇવાર જરા વધારે લાંબો વખત સુધી રહીને નીકળેછે, પણ જો કોઈવાર તેને ઠીક લાગેચતો હમેસ શુધી ભરાઇ રહેછે! ઇઆંને પાછો બહાર આવતો નથી!! જયારે તે પેહલાં ફરીથી પોતાનાં માળામાં દાખલ થાયછે, ત્યારે તે માળા ઊઠીને ચાલવા માંડેછે! ઇઆને માણસનું મુદડું જમીન ઊપરથી ઉઠીને બીજી જગોએ ચાલવા માંડેછે! પણ જો આત્માં તરતજ પાછો નીકળી પડેછેતો, તે મુદડું અફડાઇ જીકાઇને

પાછું જમીન ઉપર પડેછે! પણ જો થોડા વારમાં આત્માં પાછો બહાર નીકળી નહી પડે તો, તે મુદડું ઊઠીને ત્યાથી ઘભરાયલું જેવું જંગલમાં નાહાસીને માંણસની વસતીથી ઘણું દુર જાઇને વસેછે! કારણકે આએ વખતે તેનાં ભેજાંનું કાંઇ ઠેકાંણું હોતું નથી, તે જાણવરની માફક દીવાનાંની હાલતમાં ભમતું ફરેછે! અને જયારે આત્માં ફરીથી નીકળી જાયછે; ત્યારે તે મુદડું ત્યાંજ પડી રહેછે! પણ આએ આત્માં કાંઇ બધી વખતે પાછો ભરાતો નથી. એતો જે માંણસ ઘણોજ શારી તનદરોશતી વાલો હોયે, કે જેનાં સરીર માંહેલાં કોઇપણ ભાગો શડીને બીગડી ગયા નહી હોએ, ત્યારેજ તે અંદર દાખલ થાઇ શકેછે! પણ જો તેના શારીરને કોઇબી દુરગંધ વાશથી ખરાબ કીધુ હોયેતો, તે કદીબી દાખલ થાયે નહી! પણ ઉલતી રીતે તે પોતાના માળાને તજીને ઘણો દુરજાઈને ભમીઆ કરેછે! માંટે જેનું શરીર ચોખખુ અને સફાઇ દાર હોયેછે, તેનાજ શારીરમાં આત્માં પાછો ભરાયેછે! અને હીલચાલ કરેછે કે જેને,, "ભુત" કરીને કહેછે!! હવેજો આએ મુદડાંને દુર નહી કરીએતો તેમાં ઘડી ઘડી આત્માં પાછો ભરાવાનો! અને વલી આવજાવ કરીઆજ કરવાનો! પણ એ સગલું હાલનાં વખતમાં કાંઇજ જણાંતું નથી. તોપણ જો આએ મુદડાંને ગાયેનો તરો અથવાતો ડુકર જેવા દુરગંધી જાનવરનું માસ લગા

ટયું હોયેતો, પેલો આત્માં ઘણોજ દુરજાએછે, વીદ વાનો બોલ્યા.—શું ત્યારે મુદ્દાંને દુર નહી કરીએ તો ચાલેકે નહી? ફીલસુફ—દુર કરીઆ વગર ચાલેજ નહી! કારણકે મુંદડાને રાખી મુકયાથી કાંઇ જ ફાએદો મલતો નથી! એટલેકે માણસનાં મુંદડાંમાં જીવ ફરીથી દાખલ થઇ શકેછે ખરો: પણ તે કાંઇ હંમેસ સુધી ઉભો રહી નહીં શકે! અને વળી આગલની માંફક તે કાંઇ બરાબર રીતે પોતાનું કામ કરી શકતો નથી! ફીલસુફ—હેવું કેહેવામાં આવેછે કે, આગલા વખતમાં એક હીંદુ પોતાની શારી તંદરોશતીમાં મરણ પાંમયો હતો, ત્યારપછી તેના બેસીઓએ તેને સચકીને કાઠી ઊપર શુવાડયો હતો, અને થોડાવારમાં તેઓ તેને મશાન કાંઠામાં લઇ જઈને બારી નાંખવાની તૈઆંરી કરતા હતા! પણ એટલામાંતો તેના મુડદાંમાં આત્માં પાછો ભરાયો!! કારણકે તેનાં શરીર માંહેલા કોઇપણ ભાગો શડીને બીગડી ગ્યા નહતા. તેથી તેનાં દીલમાં આત્મા બીજીવાર લાંબો વખત શુધી ભરાઇ રહ્યો!! અને થોડાજ વખતમાં પેલું મુંદડું હોલવા લાગું! અને કાઠી ઉપરથી ઊભુ થાઇને ચાલવા લાગું! આએ જોઇને બધાઓ ઘભરાઇ ગ્યાં!! અને એવું ધારવા લાગાકે, આએ માણસ "ભુત" થાઓચ! માટે હવેથી એ બધાને ખાઈ જાશે, માટે એને મારી નાંખવો જોઇએ! હેવા વીચારથી બધાઓ હથીઆર બંધ તેનો જીવ લેવા

ને આવ્યા ! આએ દેખાવ જોઇને પેલું મુંડદું જં ગલ માં નાહસીને ભરાઇ બેઠું, અને ઘણી લાંબી મુદત સુધી જંગલમાં રખડીને ભુખ અને પાણીની તંગીને લીધે મરણ પામ્યું. પણ પેલા અનાંડીઓ એ તેની કાંઇ દાદ ફરીઆદ લીધી નહી. ત્યારપછી તેના મુદડાને જંગલના ફાડીખાનારા જાણવરોએ ભક્ષ કીધો, એટલે આત્મા ત્યાથી બીજીગમ જતો ર હ્યો ! પણ એ ઉપરથી હીંદુઓમાં એક મજબુત વેહ મ પેસી ગ્યોચ, કે જો મુદડાંને ઘનોવાર સુધી ઘરમાં રાખી મુકે તો. તે ભુત થઈને ચાલી જાએ ! ! એજ કા રણને લીધે તેઓ (હીંદુ) પોતાંનાં મુદડાં ને જેમ બ નેછે તેમ જલદીથી બાલી નાખેછે, એટલે તેમાં આ ત્માં ભરાઇ નહી શકે. પણ એ શઘલું આગલ બન્યું હશે ! પણ હાલમાંતો કાંઈ હેવા દેખાવો જંણા તાં નથી. દાકતર—શા કારણ ઊપરથી હાલનાં વખ તમા ભુત થતા નથી ? (આત્મા મુંદડાંમાં જાઇ શકતો નથી.)

ફીલસુફ—તમો જાણોચકે નહી ? હાલમાં જે વખતે માંણસનું મોંહોત થાએછે, અને તેની તપા શ કરીએ છીએતો જણાએછેકે શરીર માંહેલા શઘલા ભાગો સડીને બગડી ગયેલા હોએછે; ત્યારે તે બીગ ડેલા મુંડદામાં આત્માં સી રીતે ભરાએ ? હું કાંઈ એમ નથી કેહતોજે હાલનાં વખતમાં (ભુત થાઇ શ કતો નથી.) આત્મા પાછો દાખલ થાઇ શકતો ન

થી ! પણ હુઝુરબી હેવા ચમતકારીક બનાંવો બનતા જાણાયેછે, પણ અફશોશ! જ્યારે ખુદરતનાં શંયોગ થી એક વાર આત્મા માંણસના દીલમાંથી નીકલી જાયેછે, એટલે (માંણસ મરી જાએછે,) તથા બીજી વાર ફરીથી આત્માં પાછો દાખલ થાયેછે, એટલે (માંણસ ફરીથી જીવતું થાએછે.) (ફીલસુફ બધા લો કો તરફ પોતાનો લાંબો હાથ કરીને જરા મોહોટેથી અને જોશ ભરીઆ અવાજે બોલેછે.) ત્યારે આમે કમઅકલ અને અનાડી જેવાઓ, કે જેઓ હાલ મારી શાંમને આવી ઊભાછે, તેઓ પોતાનો દુશમ ન સમજીને તે જીવતાં થાએલા મુંડદાં નો જીવ લ ઇને તેને મારી નાખેછે, (ફીલસુફ પોતાનો પગ અ ફાડીને બોલેછે,) પણ ઇઆદ રાખજો! તમારે માંથે ખો દાનો ભારે કોપ રહેસે! શાંને માટે તમો તેને માણ સ જાતમાં પાછા દાખલ કરતાં નથી? શાને માટે તમો દુશમન થઇને તેનો જીવ લેવાને તઇઆર થા વોચ ? (ફીલસુફ પોતાના બેઉ હાથ આસમાન તર ફ ઉંચા કરીને બોલેછે.)–ઓ ! ગોરમાં દતાએલા અમે રીકનો ! ! તમો એકવાર ફરીથી ઉઠો ! ! અને ખુદરત નાં ભેદ ભરયા ભરમનો ખોલશો કરીને આએ અનાં ડીઓનાં મગજમાં ઉતારો, કે તેઓ ફરીથી માંણસનાં નીરદોસ જીવની ખુવારી નહી કરે. (સઘલાઓના ચેહેરાં ફીકકા પડેછે, અને તેઓ જમીન તરફ નીચું જોઇ ને ઇભા રહેછે ! એટલાંમાં શુરજ પોતાના બળથી વા

દલોને હરાવીને, પોતાના ઝલકાત ભરયા શોનેરી ત ખત ઊપર પાછો બીરાજેછે! તોફાન નરમ પડેછે! વરસાદ તદન બંધ પડેછે! તથા તડકો પડેછે! અને તેની શાંથે જીવને આશાએસ આપનારો થંડી લેહેકી વાલો પવન ધીમે ધીમે ફુકેછે!) દાકતર—અરે એ નાંમવર ફીલસુફ, મેહેરબાંની કરીને મને જણાવોકે હીંદુ સીવાએ પારસીઓમાં તથા મુસલમાંનોમાં અને ઈયુરોપીયનોમાં પણ આત્માં દાખલ થાએચ કે નહી? (ભુત થાએચકે નહીં,) ફીલશુફ—હા, આત્માંતો માણસ તેમજ પરાંણી નાંમે દાખલ થાઈ શકેછે! પરણ સરવે તોલાંનાં ફીલશોફોએ એ બાબદ ઉપર પોતાની ખુદરતી અક્કલ વાપડીને જુદી જુદી રીતે આત્માંને દાખલ થતો અટકાવવાને માંટે મજબુત ઉપાયેઓ કાંમે લગાડેલા છે!

દાકતર—શું ત્યારે તેઓએ એ ઉપાય આગલથીજ કાંમે લગાડયો હતો કે હમનાંજ એ ઉપાય કાંમે લગાડવામાં આવેચ? ફીલશુફ—કેટલાએકુઓએ પોતાની ચપળ બુધીથી, ખુદરતી ભેદનો ભરમ જાણીને આગમચથીજ એ ઉપર પોતાનુ ખુદાઈ ધ્યાન કાંમે લગાડેલું જણાંએછે, અને કેટલાકો એ તેની ઉપરથીજ ધડો લઈને દાખલ થતા આતમાંનો અટકાવ કરવાને માંટે જુદી જુદી રીતાં કાંમે લગાડેલીછે. એટલેકે હીંદુઓ પોતાનાં મુરદાંમો દાખલ થતા આત્માંનો અટકાવ કરવાને

માંટે કોઇવાર મુરદાનાં ચેહેરાને બીહાંમનો રંગ આપેછે, કોઈવાર ઇસસ જેવી દુરગંધી ચીજો બાલીને તેનો ધુંમાડો કરેછે, પણ તેમાં તેઓનો વીસેસનો ઉપાંયે એટલોજ બસછે, કે તેઓ જેમ બનેચ તેમ જલદીથી મુરદાંને બાળી નાંખેચ ! કે જેથી આત્માં દુર થાઇને હવામાં મળી જાયેછે ! દાકતર—શું ત્યારે તેઓ એજ કારણથી કોઇવાર રાતનાં બાર વાગે પણ મુરદાને બાળી નાંખેચ ? ફીલશુફ—હા ! એજ કારણથી. (એટલાંમાં પેલાં ગાંમડયાઓ વચમાં બોલી ઉઠેછે,) અરે નંઇરે છાએબ ! એતો અમારા ધરમની ફરજછે ! તેથીજ હમો એતો ફકત કોરીઆ કરીએ છીએ ! ! ફીલશુફ—અરે ઓ નીરદોસ ભોળાઓ, હું શારી પેઠ જાંણુંચ કે તમુને તેમજ બીજા બધાઓને ખુદરતી ભેદનો છુપો ભરમ જણાંતો નથી ! એટલા માટે એ બાબદ ઉપર હું મારી તકરાર આએ વીદવાનો અને દાકતરની વચે ચલાવવા માંગુંછું. ફીલશુફ—મેહેરબાંન દાકતર, અને વીદવાનો ; હવે આપણને જરા વધારે મેહેનત લેવી પડશે ! દાકતર—એટલીતે શું વધારે મેહેનત પડશે? ફીલશુફ—આએ આપણાં ગાંમડયાઓએ જે કાંઇ વાધો ઉઠાવ્યોછે, તે અટીંઅંત ઉપયોગીછે ! માંટે એની બારીકોથી તપાસ કરીને એનો ખરેખરો ખોલાશો એઓને તેમજ આએ જગોએ ઉભેલાં સરવે લોકોને કેહેવો જોઇએ ! !

ગામડયાઓ—વાજબી બોલયાછો, તમો છાએમ! ફીલશુફ—હવે મેહેરબાંનો તમો જુવોકે એ શું છે? એ કાંઇ ધરમની કીરીઆં નથી, પણ હેમાંતો પેલા નામીચા ફીલશુફની છુપી અક્કલ કાંમે લગાડેલીછે! કે જેનો ઉંડો ખયાલ ફીલશુફો શીવાએ બીજા કોઇ થી થતો નથી! હવે જુવો કે ફીલશુફોએ ખોદાઇ વીધ્યા જાંણીને તેનો કેવી રીતે ઉપયોગ કીધોચ? કે જે• આપણનાં જાંણયામાં કદી પણ નહી આવે હેવો છે! જેને તમે ધરમની કીરીઆ તરીકે ગણોછો તેતો એક ખુદરતી કાયદાનો છુપો ભરમછે; કે જે ધરમને નાંમે ઓલખાયછે! પણ તેની બારીકીથી તપાસ કરતાં માલમ પડેછે કે, તે વોમેસ કરીને ખુદરતી (રસાંયન) વીધ્યાનાં કાયદાને મલતો આવેછે!! તેમાં પેલા નામીચા ફીલસુફ (જયાતઉસ્તર) ની ફીલસુફીનાં દાખલા ઉપરથી સાબેત થાએચકે, તેમાં જે ધરમને નાંમે ફરજ આવેલીછે તે (રસાયન) ખુદરતી વીદયાને મલતીજ આવેછે!! (એક અવાજ નીકલેછે સબર કરો! ધીરજ ધરો! અને મને જરા બોલવા દેવો! બધાઓ ચુપકીદીથી ઊભા રહેછે એટલાંમો પેલો જઇફ ધરમ ગુરૂ પોતાની લાકડીનાં ટેકાવતે ઉભો થાઇને ધુજતો ધુજતો કાંઈ બોલવા જાએછે. આએ દેખાવ જોઇને સઘલાઓ હસી પડેછે!) ધરમ ગુરૂ—ઓ! જીંહાન અને જમાનામાં આસકારા થાએલા હમારા નાંમવર ફીલશુફ,

આજ દીન સુધી તવારીખનાં કોઇપણ સફા ઉપર મેં જયાતઉસ્તર ફીલશુફ તથા તેની ફીલશુફી વીસે કાંઈપણ સાંભલ્યું નથી ! ! એટલાં માટે હમને જણાંવો કે, તે કયો ફીલશુફછે? અને કહ્યા શેહેરમાં થાઇ ગઓ છે, તેની ફીલસુફી કોણ પાળેછે ?—ફીલસુફ—અરે તેનાં જેવો નામીચો ફીલસુફ કોઈ નથી થાયો ! કે જેની ફીલસુફીમાંથી બીજા ઘણાંઓએ જનમ લીધો છે ! શું ત્યારે તેને તમો નથી જાંણતાકે? ધરમ ગુરૂ—હું નથીજ જાંણતો, માટે હવે મને જલદીથી જનાવો, પણ જરથોસ્ત ફીલસુફનાં જેવો કોઇપણ નથી થાઇ ગયો !! (ફીલસુફ જરા હસીને બોલેછે ! ) એજ અરે એ જ ! કે જેને હાલનાં લોકો પોતાની ભુલથી જરથોસ્ત કરીને કહેછે ! ! ધરમ ગુરૂ—ત્યારે શું જયાતઊસ્તર કરીનેજ કેહેવું જોઇએકે ? ફીલસુફ—હા ! ધરમ ગુરૂ–પણએ બોલનો શું અરથ થાએછે? ફીલસુફ—ગેબી તથા છુપા અને નહી જાણયાંમાં આવે હેવા ભેદનો જાણનાંરો કેહેવાએછે ! પણ કોઇબી ફીલસુફ પોતાની શકતીથી ખોદાનો છુપો ભરમ એની બરાબર જાણી લીધો નથી ! માટે એનો ફીલસુફી (ધરમ) માંનનાંરાઓ કે જેઓ ઘણું કરીને ઇરાંની તથા પારશીઓ કેહેવાયછે; તેઓએ પોતાનાં ધરમવીસે ઘણું મગરૂબ રેહેવું જોઇએછે ! ! ધરમ ગુરૂ—બેશક, માંરૂ પણ હેવુ મતછે !—ધરમ ગુરૂ—હવે મને જણાંવે કે જરથોશત ફીલસુફની ફીલસુફીમાં કહયા દા

ખલા આવેલા છે ? કે જે રશાયન (ખુદરતી) વીદ્યા ની શાથે સંબંધ રાખેછે. ફીલસુફ—સાંભલો, એ ફીલસુફીમાં ધરમને બાંહાંને ભરમમાં જણાવેલુ છેકે, મુવેલા રોઆન (મુંડદાં)ને ગાએના તરો ચોપડીને પાક કરવું ! તથા જમીન ઊંપર ઉગાડે પગે ચાલવું નહી! એક બીજાને મોહોડેનું ખાવુ નહી ! વળી બીજી ગંમ જણાવેછેકે રાતને વખતે ઝાડને કાપવું નહી! તથા. એજ પરમાણે બીજી ગમ જણાવેછેકે સુરજ નાં ઉગયાથીજ કુવાનું, નદીનું, ઝહરાનું, સરોવરનું, તથા સમુંદરનું પાણી પાક (તાજું) કેહેવાયછે ! તેમ જ સુરજનાં ઊંગયા પછીજ ઝાડપાણો તથા ફુલફલા ડાઓ તાજાં થઇને ખીલી નીકુલેછે, તથા બીજી ગમ જણાવેછે કે સહવારનાં પોહોરમા ઉઠીને તરો લેવો, હાથ મોહોડુ ધોઇને દાતન કરવુ, પછી ખોદા ને ઈઆદ કરીને બીજુ કામ કરવું, ઈઆને ખાવુ પીવું. જુવો આએ ફરજો કે જે ધરમને બાહને ફરમાંવેલીછે તે એટલી તો ભરમમાં આવેલીછે કે તેનો ખ્યાલ કોઈથી થાઇ શકતો નથી. તોપણ તે રસાંયન વીધ્યાનાં કાએદાની શાથે મોટો શંબંધ ધરાવેછે ! વલી એજ ધરમ (ફીલશુફી) માં જણાંવેછે. કે, એ કાએદામાં ફરમાંવ્યા મુજબ જે માંણસ નહી ચાલેતો તેને મોટુ પાપ લાગેછે. તેજ પરમાંણે વળી રસાયેન વીધ્યાનાં કાએદાની બારીકી તપાશતાં શાબેત થાએચ કે, જે માંણસ એ પ્રમાંણે નહી કરે, અને

ઉતરો ચાલેતો તેને ઘણુંજ ખરાબ થાએછે! અને તે માંથી બીજા અતી મોટા ખરાબ પરીનાંમો નીપજેછે !! ફીલસુફ—આએ તો એક ઘણાંજ સાધારન દાખલાઓછે, પણ બીજા કે જેઓ અતી અગતનાંછે. તે બધાંનુ જો બયાંન કરીએતો ટુકામાં આપણે આએજ જગોએ એક અઠવાડ્યું શુધી રાત અને દાહાડો એજ કાંમમાં કહાડો નાંખીએ, તોપણ તેનો અંત નહી આવે! ફીલશુફ—હવે આપણે આ એ બધા દાખલાનો રસાયેન વીધ્યાનાં કાએદા શાથ મુકાબલો કરી જોઇએ, ૧ લું. રસાંયન વીદયાનાં કાયેદાની બારીકીથી તપાસ કરતાં માંલમ પડેછે કે, મુરડાંને તરો લગાડેતો મુંવેલાં માંણસનું આંગ પાક થાએછે, ઇઆને તેમાં આત્માં દાખલ થાઇને મુંડદાંને ઈજા આપતો નથી; તથા મુડદાં આગલથી આત્માંને હાંકી કહાડવાનો શેહેલો ઉપાય એજછે!—૨ જુ, ઉગાડે પગે ચાલ્યાથી માંણસનાં દીલ માંહેલી થોડીક ગરમી જમીન પોતાની તરફ ખેંચી લીએછે, વળી એ બીજા દાખલાને માંટે જણાંવેલું છે કે, જોઇએતો લોહોડાંનાં બુત પેહેરવાં તથા લાકડાંનાં પેહરવાં હોયે; તોપણ તેની ઉપર જનાંવરનાં ચાંમડાંનું અસતર મુકવું જોઇએ. અને જો એમ નહી કરેતો મોટું પાપ કેહેવાયછે; હવે વળી રસાંયન વીધ્યાનાં કાયેદાની બારીકીથી તપાસ કરતાં માંલમ પડેછે કે, ચામડાં ઉપર હવામાં હેલાં આકસીજંન ગ્યાસનું કાર્ય લાગું પડતું નથી;

અને એજ કારણને લીધે એ લોકોનાં ધરમગુરૂઓ જ્યારે લાકડાંનું બુત (પાવરી) પેહેરેછે, ત્યારે તેની ઉપર ચાંમડું મુકાવયા વગર રેહેતાં નથી. ૩ જું, એ ફીલસુફી (ધરમ) માં જણાંવેછે કે, જે વખત એક માંણસ એક વાસણમાં પાંણી ભરીને તે વાસણને પોતાનાં મોંહોંડાને લગાડીને પાંણી પીએતો તે પાંણી બીજાથી પીવાયે નહી. અને જો તે અજીઠું (ખરાબ) પાંણી પીએ તો તેને મોટું પાપ લાગેછે. હવે વળી રસાયેન વીદ્યાનાં કાયેદાની બારીકીથી તપાસ કરતાં માલમ પડેછે કે, માંણશો હર ઘડીએ જે વખત હવામાંથી દંમ લીએછે, તેજ વખતે હવામાંથી કારબાનીક આસીડ ગ્યાશ નાંમની એક હવા દાખલ થાઇને, દમ બહાર કહાડતાં પાછી આવેછે, અને તેથી તેની કાંઇએક અસર પેલાં પાંણીને અથવા તો ખાવાનાં ખોરાક ઉપર લાગું પડેછે. હવે જો આએ ખોરાક તથા પાંણી બીજો માંણસ પીએતો તેમાંથી ઘણુંજ ખરાબ પરીણાંમ નીકલેછે! ૪ થું રશાયેન વીધયાથી જણાંયેછે કે, શુરજનાં અસત પાંમ્યા પછી ઝાડોમાંથી જુદી જુદી જાતની હવાઓ નીકલેછે! એટલાંજ માંટે સાસત્રવૈદો મજબુતાઇથી જણાંવેછે કે, રાતને વખતે ઝાડ આગલ, તથા ઝાડની નીચે ફરવું નહી, તથા શુવું પણ નહી, પાદડાં પણ તોડવાં નહી, તથા છરીથી કાપવું પણ નહી! અને જો એમ કરેતો ઝાડ માંહેલી હવા માંણસનાં દીલમાં ભરાઇને ખરાબ

અસર કરેછે, તોપણ તેઓનાં જાંણ્યાંમાં આવતું નથી. ૫ મું, રસાંયેન વીધ્યાનાં કાયેદાની બારીકીથી તપાશ કરતાં જણાંએછે કે શુરજનાં તડકાં વગર પાંણી સાફ થતું નથી, તથા ઝાડપાનોની હરીઆલી થાતી નથી; ફુલોની કલીઓ ખીલતી નથી, ફલ ફલાડી અને એ વીજ બીજી ચીજો શુરજનાં તડકાં વગર પાકતી નથી. ૬ ઠું એજે ગાયેનાં તરામો હેવો ગુણછે કે માંણસનાં દીલને લગાડેતો માંણસનું શરીર ઘણું ચોખુ રહેછે, અને કાંઇક શરીર ઉપર દરદો થતાં નથી! તથા સુસતી પણ નરમ પડેછે!! ૭ મું રસાંએન વીધ્યાનાં કાએદાની બારીકીથી તપાસ કરતાં જણાંયે છે કે, જે માંણસ દાતન કરયા વગર ખાએ પીએ તો તેથીજ ઘણાંએક દરદો થાએછે!! ફીલશુફ—કેમ સાહેબ હવે તમુંને શમજ પડીકે નહી? પણ હવે એ વાતો બંધ કરવી જોઇએચ, આપણી તકરાર જુદી જછે! ફીલસુફ—હવે હું તમુંને આગલ જણાવી ચુકોચ કે હીંદુઓ, તથા પારશીઓ, આત્માને હાંકી કહાડવાને કહયા ઉપાયેઓ કાંમે લગાડેછે. અને તે તમે સમજીને સારી પેઠ જાંણી લીધુંછે, હવે તમારે જાંણવું જોઇએ કે અંગ્રેજ લોકોને મુડદાંનું પેત ચીરવું પડેછે, જેથી કરીને તેમાં આત્માં ભરાઇ નહી રેહે, કારણ કે બીજા બધાઓનાં કરતાં અંગ્રેજોનાં મુડદાંમાં આત્માં બીજીવાર સેહેલથી પાછો દાખલ થાઇ શકેછે. અને મુડદાંને નકાંમી ઇજા આપેછે. અને કોઇવાર તો ઘણાંએક મુડદાંઓ પાછાં જીવતાં થાએછે!! અને તેને તેઓ પોતાની ટોલીમાં પાછા દાખલ કરેછે! પણ બીજાઓને વેહેમ લાગોચ તેથી તેઓવું ધારેચ કે, જો એ માંણસને આપણી ટોલીમાં

પાછાં લેઇએ તો માણસમાં મરકી ફેલાયછે ! ! એટલા ઉપરથી વેંહેમ રાખીને તે જીવતા થાએલાં મુડદાનો જુલમથી જીવ લીએછે !

હવે અંગ્રેજોને પણ મુડદાને ચીરી નાખી ને દાખલ થતા આત્માંને અટકાવવાની ફરજ પડી છે ! એજ પરમાંણે મુંસલમાંનોમાં પણ કેટલીએક ચીજો બાલીને તેનો ધુંમાડો કરેછે, તથા મુડદાંને જમીંનમાં દાટેછે. ફીલસુફ—હવે તમાંરે જાંણવું જોઇએચ કે માણસો જે કાંઇ મુડદાંની કીરીઆ કરેછે, ત્યારે તેઓને જાણાંતું નથી જે હમો આત્માંને દુર કરવાને માંટેજ એ પ્રમાંણે કરીએચ ! પણ તેઓ હેવુ માંણેચ કે એતો હમારા ધરમની કીરીઆછે. પણ જુવો, ફીલસુફોએ પોતાની શકતીને કેહેવી રીતે કાંમે લગાડીચ, કે જેનો ભરમ કોઇનાં પણ કળ્યામાં આવતો નથી.!!

ફીલસુફ—હવે તમો બધાવોએ જાંણી લીધુંચ કે આતમાને દુર કરવા માંટે બધા ફીલસુફોએ છુપી રીતે જુદા જુદા ઉપાયઓ લીધાછે; અને તેમાં વીસેસ કરીને જરથોસ્ત ફીલસુફનાં ટોલાએ શરવેથી ઉતમ અને શેહલા ઉપાયો લીધાછે. પણ જો હાલનાં મુડદાંને એમાંનાં કોઇપણ ઉપાય લગાડયા વગર રાખી મુકીએ તોપણ કાંઇ ફીકર જેવું નથી ! કારણકે આજનાં વખતમાં તો આત્માં કદી પણ પાછો દાખલ થનાંર નથી ! એટલું છતાં પણ કદીબી મુડદા આગલ ઝાઝોવાર ભમનાંર નથી; અને તેમ થવાનાં ઘણાં કારણો મલી આવશે ! ! ફીલસુફ—તોપણ હું તમુંને આએ એક ઘણીજ મજબુત ભલાંમન કરૂંચ, કે તમાંરે રશતામાં લઇ જતાં કોઇપણ મુડદાંથી ઘણુજ દુર રેહેવું જોઇએ. કારણ કે જે વખતે મુડદાંનો

ઘરમાથી દાતવા અથવા તો બાલવાને લઇ જાએછે. ત્યારે તેની શાથે પેલો અનદીઠ આત્માં પણ પુથે પુથ ફરતો આવેછે. + અને જો દૈત્ય જોગે ર શતામાં કોઈપણ શારી તનદરોશતી વાલો માંણસ સામને મ લેછે, તો તેનાં શરીરમાં દાખલ થવાની પોતાની તક છોડી દેતો નથી. કારણ કે તે મુંડદાંને છોડી દઇ ને તરતજ દીલમાં ભરાઇ જાયેછે. પણ એથી કાંઇ પણ નુંકશાન થાતુ નથી ! પણ એથી એક ફાયેદો મળેછે. અને તે એછેકે, તે એવું કહી શકેચકે આ ગળ હુ કોણ હતો, તથા હમનાં હું કોણ થાઓચ તે જણાવી શકેછે !! દાકતર—હવે મને જનાવોકે સ ઘળા આત્માંઓ પોતાના મુદડા આગલથી કહી ઘ ડીએ નાસીપાસીથી આશા છોડીને પાછા ફરેછે? ફીલસુફ— સાંભલો, હીદુઓમાં જેવખતે મશાન કા ઠે યેહે સલઘાવવામા આવેછે ત્યારે, પારશીઓમાં પખશીઓ મુદડાંને ચુથી નાંખેછે ત્યારે, મુસલમાનો માં જમીનમાં દાતેછે ત્યારે,—ખ્રીશતીઓમાં પણ દા તેછે અથવા કોઇવારતો પેત ચીરેછે ત્યારથીજ, પેલા બેઊ મીદવાંનો બોલેછે— મેહેરબાંન ફીલસુફ, જીયાંરે માંણુશનો જીવ છેલી ઘડીએ મુદડાને છોડેછે ત્યારે તે કયાં જાએછે? (પેલા ભોળા ગાંમડયાંઓ માં થી એક જણ વચમા બોલી ઉઠેછે, ખોદાએ પાશ ખોદાએ પાશ !! આએ સાંભલીને બધા લોકો ખ ર ખર હશી પડેછે, તથા બીચારા ગાંમડયાઓની મશકરી કરેછે.) ફીલસુફ—અએ ભલા મરદો સાંભ

---

+ એટલાંજ માટેજરથોસ્ત ફીલસુફની ફીલસુફીમાં એક ઠે કાંણે જણાંવેલું છે કે જે કોઇ રોયાંન (મુદડાં) ની શાથે પા યદસ્તે જાયે, તો તેણેતરો લગાડયા વગર જાવું નહી. તેમજ વળી ત્યાંથી નીરંગ લગાડયા વગર પાછું ફરવું નહી.

લો. આત્મા પોતાના મુદડાંને છેલી ઘડીએ જયારે છો ડેછે, ત્યારે તે શુધંધી બાગમાં શુંદર ઝાડો આગલ પોતાનું રેહેથાન કરેછે, અને ત્યાર પછી તેઓ બીજા અવતાર લીએછે ! ધરમગુરૂ—ઓ નામવર ફીલશુફ, તુને માંહરા ઝાહેલી શખુનોથી અપમાંન આપવાને મને આએ એક માઠી ફરજ પડેછે. કારણકે સઘલાઓના ધરમમાં જણાંવેછે કે; માંણશો મરી ગયા પછી તેનો જીવ ખોદા પાસ જાએછે, કે જયાં તેમને તેઓની કરણીનાં બદલામાં બેહેસ્ત અને દોજખનું ફલ મલેછે ! શું એવાત ખોટીછે ? ફીલશુફ—નાં, એ વાત ખોટી નથી. પણ ભેદ ભરયા ભરમનાં ઉંડા ગારમાં શમાંવેલીછે. માંણસને બેહેસ્ત અને દોજખ આએજ જીંહાંનમાં સરજેલું છે !! તે ત તમુને જણાએછે કે નહી ? ધરમગુરૂ—હા તેતો હું શમજુ છુ, ફીલશુફ—બેહેસ્તનું શમજવું એછેકે, જે માંણસે એક વાર સારૂ કાંમ કીધું હોએ, તો તેને બીજી વાર શારો અવતાંર મલેછે ! અને જો ખરાબ કીધુ હોયતો ફરીથી તેને ઘણોજ ખરાબ અવતાર મલેછે ! એટલે જો તે એક વાર મોટો બાદશાહ થાઈને મરણ પામેછે, અને તેનો આત્માં જયારે બીજો અવતાર લીએછે, ત્યારે તે કોઇ વાર ફકીરી અવતાર, તો કોઇ વાર બાદશાઇ આવતાર, કોઇવાર તે ગોરા લોકોમાં, તેંમજ તે કોઇવાર કાલા લોકોમા અવતાર લીએછે, કોઈવાર મરદનો આત્માં ઓરતનો અવતાર લીએ છે ! તથા કોઇવાર ઓરતોનાં આત્માં મરદોનો અવતાર લીએછે. કોઇવાર નીચ પાપીઓનાં આત્માં એક ધરમીનો અવતાર લેછે ! અને હેવીજ રીતે ખુદરત પોતાની શકતીથી તેઓની કરણી માફક અવતાર આપેછે. માંટે હવેથી તમાંરે જાંણવું જાઇએચ કે બેહે

રત અને દોજખનો બદલો માંણસને તેઓની કર
ણી માંફક આએજ જીહાનમાં મલેછે! તેમજ વલી
કેટલાએક પાપી આત્માંઓને જલદીથી અવતાર
મલતો નથી ! જેથી તેને ઘણું ખમવું પડેછે.
માંટે ઓ લોકો ! તમો ઘણી સંભાલથી ચાલશો તો
તમુંને બીજીવાર શારો આવતાર મલશે !!
(ફીલશુફ બાંક ઉપરથી નીચે ઉતરેછે.) ફીલસુફ—
ચાલો હવે અંધારૂં થાયુંછે, અને આપણી તકરાર
પણ પુરી થાઇછે; માટે હવે તે શાહેબનાં શોકરાંનાં
ફરી આપણ આપણે ઘર જઇએ. (સઘલાઓ ફીલસુ
ફને નમેછે, અને રોખશત લેછે. પેલાં ગાંમડયાઓ
ફીલશુફને પગે લાગેછે! ફીલસુફ તેમણે અટકાવીને
ઉભા રાખેછે, બધા લોકો ત્યાંથી જાએછે, અને તે જ
ગોએ દાકતર, તથા ધરમગુરૂ, ગાંમડયાઓ અને ફીલસુ
ફ થોડોવાર ઉભા રહીને કાંઇકિ વાતો કરેછે. ત્યાર
પછી ફીલસુફની શાથે ચાલીને ગાડી આગલ આવે
છે, ફીલસુફ ગાડીમાં બેસેછે, તથા બધાઓને શલાંમ
કરીને ગાડી આગલ ચલાવવાનો હોકમ આપેછે,ગાડી
ઝડપથી ચાલી જાએછે, તથા બીજે રસતે દાકતર, ધર
મગુરૂ, અને ગાંમડીઆઓ જાયેછે! અને હું પાછો
બાંક ઉપર જઇને બેસુછું ! એટલાંમાં હુ ઝપકીને જાગી
ઉડયો ! ઉડીને જોઉછુતો કાંઇજ નહી. પણ આએ એ
ક શવપનો હતો ! ખરેખર વરસાદ વરસતો હતો!
તેથી વરસાદની વાછતને લીધે મારા બ્યાશલાઈતનાં
દબાની ચોમની ભાગી ગઈ હતી! ચીમનીનાં ગર
મ કાચો ઊડી આવીને મારા હાથ ઉપર પડયા
હતા, કે જેથી માંરો હાથ ડાઝયો હતો !! અને તેથી
જ હું જાગી ઉડયો હતો ! ત્યાર પછી હું મારા
બીછાંનાં ઉપર જાઇને શુઇ ગયો!!)

## જાદુનાં ભરમ વીશે બોલાશો.

(સમજોની નાંદાંન, થાંવોની ડાહ્યા.) એ રાહ ઉપર.

આતન દાતન મટાઓનાં ગાફા—
છે જંગલ જઇ ખોદા નગડીનાં લાથા.
કાલાશંખીઆનો મેળવંવારે પથર,
ભોલાઓને ભંમાવેછે કીમ્યાગરો સજર.
બનાંરશ કાસીમાં છે બાવો બુઢો,
મંગાવેચ તે ઈંગ્રેજી દવાઇઓનો જથો.
ફાસફારસને શલફરીક આસીડ,
લ્યુનાંરકેશતીક શાથે,
ભોલા હીંદુઓને તે ભમાંવવાને માંટે.
બનાંવેચ એ દવાઇઓનાં ચમતકારીક અખતરા,
પથરનાં દેવોને તે મનાંવેછે ખરા.
ઘણું શુધી ખાદ્યુચ ઠગી ઠગીને,
નહી રેહેશે હવેતો એ ઝાઝોવાર ટકીને.
ભોહોલાઓનો મીત્ર થાઇ—
બાલગીરનાં કહેછે,
કે સ્વામીઓ જે ઠગાઇ કરેચ-તે પરમેસ્વર જાવેછે.

---

## ઘણીજ જડપથી સરવાલો ગણવાની રીત.

વાંચનારાઓ અગરજો તમો તપાશ કરશો તો, સાફ જાહેર થાસે કે, જેટલો ફરક બલદની ગાડી અને બાફનાં ઈંનજીન વચેછે, તેટલોજ ફરક આએ રીતનો સરવાલો ગણવામાં છે! અને એ રીતથી એક કલાકનું કાંમ તે ફકત પાંચજ મીનોટમાં બનેછે!! માંટે ખરેખર એનાં જેવી જાદુઈ બીજી કોઇ પણ શંખીઆઇ જાદુની રીતમાં નહી આવી હશે!! અગરજો ૧ થી તે પંદર, અથવા તો ૫૦૦ શુધી.

ની લાંબી રકમનો શરવાલો કરવો હોયતો આપણ
ને મોહેડેથી આંગલીઓ ઉપર ગંણતાં ઘણોંજ વ
ખત લાગશે; પણ જો આંએ નીચલી રીત પ્રમાં-
ણે કરશું તો ઊતાવલથી આપણને ખરેખરો જવા
બ મલશે! જાંહાં શુધીની રકમનો સરવાલો કરવો
હોયે તેટલી રકમ માંડવી. અને છેલી રકમને બેએ
ભાજીને બે ભાગ કરવા, અને પછી એક ભાગે છે
લી રકમનો ગુંણાંકાર કરવો, અને બાકીનો જે એક
ભાગ રહેલોછે તેને હુમેરી દેવો, અને જે રકમ આ
વે તેને સરવાલાનો જવાબ જાંણવો. જેમકે એક દા
ખલો લેવો. આંપણને ૧ થી તે ૧૦ શુધીની રક-
મનો સરવાલો કરવોછે, માંટે જો આપણે છેલી રક
મ દશની આવેલીછે તેને જો બેએ ભાંજશુંતો (૫)
આવશે, માંટે જયારે આપણે પાંચે ડશને ગુણશું
તો ૫૦ થાશે, અને પચાશમાં (૫) હુમેરશુ તો (૫૫)
થાશે, હવે આએ આપણને જવાબ મલ્યોછે, માંટે દ
રેક બીજી મોટી રકમો પણ એજ પ્રમાંણે કરવી.
પણ વાંચનાંરાઓ આએ તો તમુને બેકકીની રકમની
સમજણ આપેલીછે. પણ જણાંવવું જોઇએચકે એક
કીની રકમ નાં બરાબર સરખા ભાગ થતા નથી. જે-
મકે એક દાખલો લેવો, આપણને ૯ સુધીની રક
મનો સરવાલો જોઇએછે, પણ ૯ ના સરખી રીતે
બે ભાગ થતા નથી; માતે આપણે નીચેની રીત પ્ર
માણે કરશું તો બરાબર થાશે. પેહેલાં નવમાં એક
હુમેરવો જોઈએ, અને પછી તેને બેએ ભાંજવા
જોઇએ, અને પછી એક ભાગે ગુણાકાર કરવો. ત્યાર

પછી જે રકમ આવે તેને જવાબ જાંણવો. જેમ કે નવમાં એક હુમેરીએ એટલે દશ થયા,હવે તેને બે એ ભાજ્યા એટલે પાચ થયા, અને પાંચે નવને ગુણ્યાં, એટલે પીશતાલીશ થાયા. માંટે આએ આપણને શરવાલાનો જવાબ મલ્યોછે. અને હવેથી દરેક એકકીની રકમનો આએજ રીત પ્રમાંણે સરવાલો કરવો. માંટે જો આએ નોચેના દાખલા ઉપર ધ્યાન આપશો, તો બરાબર સમજાણ પડશે.

| એકોની રકમનો દાખલો. | એકીની રકમનો દાખલો |
| --- | --- |
| ૧ | ૧ |
| ૨ | ૨ |
| ૩ | ૩ |
| ૪ | ૪ |
| ૫ | ૫ |
| ૬ | ૬ |
| ૭ | ૭ |
| ૮ | ૮ |
| ૯ | ૯ |
| ૧૦ | ——— |
| ——— | ૯ |
| ૨) ૧૦ (૫ | ૧ |
| ૧૦ | ——— |
| ——— | ૨) ૧૦ (૫ |
| ૦૦ | ૧૦ |
| ૧૦ | ——— |
| ૫ | ૦૦ |
| ——— | ૯ |
| ૫૦ | ૫ |
| ૫ | ——— |
| ——— | ૪૫ જવાબ |
| ૫૫ જવાબ. | |

## એક જાદુગરની ભોળાઓને વીનંતી.

(ગઝલ—લાલે રૂખા સનમ બરા. )એ રાહ ઉપર.

જીગરથી અંત આણજો,
જાદુછે જુઠું જાણજો.
બાલગીરનાં કહેલ તે માનજો,
ખોદા એકજ પાળજો,—ટેક.
હોય જો જાદુ હસતીમાં,
ગણીયે નહી [1] રાંમને ચપતીમાં. [2]
રથાપ્યે [3] વળી હમારૂંજ રાજ*,
જગત્તિ [4] શાહોને કરીએ તારાજ.—જીગર.
પ્રભુ [5] ચાનક [6] એ કર્ણી ભેદ,
ફાવતા નહીં હમારા કપટો [7] એદ.
કળજુગે [8] આવી નહીં યારી રે,
ફુતી ગઈચ હાલો [9] પ્યારારે.—જીગર.
સેવટે બોલું છું ખોદા હજુર,
કપટી હાલીને ભોળા મંજુર.
\+ અર્પણ કીધીચ એ તમને આજ,
કે વેહેમો તજીને સુખનાં લો રાજ. [11]—જીગર.

---

૧ ખોદાને, ૨ મુંઠીમાં, ૩ ચલાવ્યે,* સત્તા, ૪ દુનીઆનાં બાદસાહો, ૫ ખોદા, ૬ ચેત્યો, ૭ કાવલાં ભરેલા કાંમો, હાલના જમાંનાએ, ૯ પાપનો ઘડો, †શોપીછે. ૧૧ જીંદગી.



